ॐ तत्सत् श्री परब्रह्म परमात्मने नमः

# ॥ सारस्वतं व्याकरणं ॥

## ગૂજરાતી ટીકા સાથે પૂર્વાર્ધ

ગૂજરાતી ભાષાંતર કર્ત્તા

**ભટ્ટ વૈદ્યનાથ મોતીરામજી. લીંબડી.**

છપાવી પ્રગટ કરનાર

**પંડયા જીવરામ ચકુજી. લીંબડી.**

પ્રત. ૧૦૦૦



સંવત. ૧૯૫૫ પોસ શુદ ૨

**લીંબડી.**

શ્રી જશવંતસિંહ પ્રિન્ટિંગ પ્રેસ તથા

**અમદાવાદ** ડાયમન્ડ જ્યુબીલી પ્રેસમાં છાપ્યું.



**કિંમત રૂપીઆ એક.**

७०१०

# પ્રસ્તાવના.

હરકોઇ ભાષા ભણતાં તેની સાથે તે ભાષાનું વ્યાકરણ અવશ્ય જાણવું જોઇએ, કેમકે તે વગર ભાષાનું શુદ્ધ જ્ઞાન થતું નથી. કહ્યું છે કે—**यद्यपि बहुनाधीतं, तदपि पठत्वं पुत्र व्याकरणम् । स्वजनः श्वजनो माभूत्, सकलं शकलं सकृच्छकृत् ॥** અર્થ—હે પુત્ર જો કે તું ઘણું ભણ્યો તોપણ વ્યાકરણ ભણ, તે વિના સ્વજન એટલે પોતાના જનને ઠેકાણે શ્વજન એટલે કુતરાના જન, સકલ એટલે સમગ્રને ઠેકાણે શકલ એટલે કટકો અને સકૃત્ એટલે એકવારને ઠેકાણે શકૃત્ એટલે વિષ્ટા ન થાઓ. **अव्याकरणमधीतं, भिन्न द्रोण्या तरंगिणी तरणम् । भेषजमपथ्यसहितं, त्रयमिदकृतंवरं न कृतम् ॥** અર્થ—વ્યાકરણ વિનાનું ભણવું, ભાંગેલી હોડીવડે નદીને તરવું, તથા પથ્યવિનાં ઓષધ લેવું એ ત્રણ ન કર્યાં સારાં, પણ કર્યાં સારાં નહીં. ॥ **अंगीकृतं कोटि मितंचशास्त्रं, नाङ्गीकृतं व्याकरणंचयेन । नशोभते तस्य मुखारविन्दं, सिन्दुर बिन्दु र्विधवा ललाटे॥** અર્થ—જેણે અનેક શાસ્ત્રો અંગિકાર કર્યાં છે એટલે ભણેલાં છે; પણ વ્યાકરણશાસ્ત્ર અંગીકાર નથી કર્યું અર્થાત્ ભણેલ નથી; તો જેમ વિધવા સ્ત્રીના મસ્તકમાં સિન્દૂરનું બિંદુ શોભતું નથી તેમ એનું મુખ શોભાયમાન નથી થતું. (શોભતું નથી.) માટે વ્યાકરણનો અભ્યાસ મનુષ્યોએ અવશ્ય કરવો જ જોઇએ.

એવી રીતે સાંભળવામાં આવ્યું છે કે એક વખત શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય અનુભૂતિ સ્વરૂપાચાર્યજી વિદ્વાનોની મધ્યે પ્રકૃતિ પુરૂષનો વિચાર કરતા હતા. પોતે વૃદ્ધ અવસ્થાને લીધે દાંતથી રહિત હોવાથી પુંસુના બદલે પુંક્ષુ બોલાઇ જવાયું, ત્યારે વિદ્વાનોએ કહ્યું કે પુંક્ષુ અશુદ્ધ છે. પરમહંસજીએ કહ્યું કે શુદ્ધ છે; ત્યારે વિદ્વાનોએ

કહ્યું કે જો શુદ્ધ છે, તો તેની પ્રક્રિયા કરીને બતાવો? પછી પરમ હંસજીએ કહ્યું કાલે બતાવીશ; એમ કહી ઘરે આવીને સરસ્વતીની ઉપાસના કરી, ત્યારે અર્ધ રાત્રિના સમયે સરસ્વતીજી દેવીએ પ્રત્યક્ષ થઇને કહ્યું કે વરદાન માગ? ત્યારે અનુભૂતિ સ્વરૂપાચાર્યજીએ વ્યાકરણનું કહ્યું. એટલે સરસ્વતીજી પોતાના હાથથી ૭ સો સૂત્રવાળી સારસ્વતી નામે પ્રક્રિયા દઇને અંતરધ્યાન થઇ ગયાં. એ સારસ્વતી પ્રક્રિયા પામીને અતિ આનંદથી એજ નામનો ગ્રંથ (સારસ્વત વ્યાકરણ) કરવા લાગ્યા, અને પ્રાતઃકાલમાં વિદ્વાનોને બતાવ્યો. વિદ્વાનોએ આદર પૂર્વક સ્વીકાર કર્યો. (સારસ્વત વ્યાકરણ) આ ગ્રંથ મધ્ય દેશ ગુજરાત કાઠિયાવાડ વગેરેમાં અતિ પ્રસિદ્ધ હોવાથી ઘણુંકરીને આ ગ્રંથ ભણાય છે, તથા ભણાવાય છે, અને આનું માહાત્મ્ય સર્વે જગ્યોએ જાહેર થયેલ છે, તથા સર્વે સાધારણ મનુષ્યો જાણે છે. પરમહંસજીએ બહુજ સરલ કરેલ છે, તોપણ માતા પિતાના અવિવેકથી હાલના સમયમાં અત્યંત અવિદ્યાના વશ થઇ જવાથી બાલકો ભણી નથી શકતા. આ ગ્રંથ સંસ્કૃતમાં છે અને આહીંના લોકોની ભાષા ગુજરાતીછે, તેથી આ ગ્રંથ ગુજરાતી ભાષામાં થાય તો ગુર્જર બંધુઓને અતિ લાભ થાય એમ ધારી ગુજરાતી ભાષાંતર કરવા ઇચ્છા થતાં લોક હિતાર્થે આ ગ્રંથ મારાથી બનતી મેહેનતથી મૂળ સૂત્રો સાથે પૂર્વાર્ધ અને ઉતરાર્ધ એમ બે ભાગથી મેં ગુજરાતીમાં કર્યો છે. ગુર્જર બંધુઓ આ ગ્રંથનો ઉપયોગ કરશે તો મારો લીધેલ શ્રમ સફળ થયો માનીશ, એ પ્રમાણે મારી પ્રાર્થના બંધુ વર્ગ પરત્વે છે. સંવત ૧૯૫૨ ના અષાડ શુદ ૨ રવિવાર.

લી. ભટ્ટ વૈજનાથ મોતીરામજીના પ્રેમસહ
જયસચ્ચિદાનંદ.
લીંબડી.

લીંબડી

# ॐ तत्सत्

संवत १९५२
અષાડ શુદ ૨ રવિ.

श्री परब्रह्म परमात्मने नमः

# अथ सारस्वत सूत्रं तथा सूत्रार्थं लख्यते.

**प्रणम्य परमात्मानं बालधी वृद्धि सिद्धये ॥**
**सारस्वती मृजुंकुर्वे प्रक्रियां नाति विस्तराम् ॥१॥**

હું અનુભૂતિ સ્વરૂપાચાર્ય પરમાત્માને પ્રણામ કરીને વ્યાકરણ શાસ્ત્ર નહીં ભણેલા એવા બાળકની બુદ્ધિની વૃદ્ધિની સિદ્ધિ માટે ગ્રંથ ન્હાનો અને વિશેષ અર્થ અર્થાત્ બહુ વિસ્તારવાળી નહીં એવી સરળ સારસ્વતની પ્રક્રિયાને કરૂં છું.

બહુ વિસ્તારવાળી નહીં એમ કેમ કહે છે તે શંકા દૂર કરવા કહું છું કે—

**इन्द्रादयोपियस्यांतं नययुः शब्द वारिधेः ॥**
**प्रक्रियां तस्य कृत्स्नस्य क्षमोवक्तुंनरः कथम् ॥२॥**

ઇંદ્રાદિ દેવતા અપિ શબ્દથી વાલ્મીક આદિ ऋषि અથવા ઇંદ્રાદિ આઠ મહા વ્યાકરણ કરવાવાળા (ઇંદ્ર, ચંદ્ર, કાશિકૃત્સ્ન, અપિશલી. શકટાયન, પાણિનિ, અમર. અને જૈનેંદ્ર) એઓ પણ જે શબ્દ સમુદ્રના પારને પામ્યા નહીં, તો એ સંપૂર્ણ શબ્દ સમુદ્રની પ્રક્રિયાને કેહેવાને મારા સરખો મનુષ્ય કેવી રીતે સમર્થ થાય? અર્થાત્ ઇંદ્રાદિ દેવો તો પાર ન પામ્યા તો મારા સરખો મનુષ્ય કેવી રીતે પાર પામી શકે? નજ પાર પામી શકાય; માટે સંક્ષેપથી કહું છું.

**तत्र तावत्संज्ञा संव्यवहाराय संगृह्यते ॥**

એ સારસ્વતી પ્રક્રિયામાં પ્રથમ સમાન આદિ સંજ્ઞા શાસ્ત્ર વ્યવહારને માટે ગ્રહણ કરૂં છું.

# अथ संज्ञा प्रकरणम्

**अ इ उ ऋ ऌ समानाः ॥** અર્થ—અ, ઇ, ઉ, ઋ, ऌ, એ વર્ણો છે તેઓની સમાન સંજ્ઞા કહી છે.

**ह्रस्वदीर्घप्लुतभेदाःसवर्णाः ॥** અર્થ—એઓના હ્રસ્વ, દીર્ઘ, પ્લુત ભેદો તથા પરસ્પર સવર્ણો કહ્યા છે. હ્રસ્વની એક માત્રા, દીર્ઘની બે માત્રા, પ્લુતની ત્રણ માત્રા, અને વ્યંજનની અર્ધ માત્રા છે.

**एषामन्येऽपिउदात्तादिभेदाःसन्ति ॥** અર્થ—એઓના બીજા પણ ઉદાત્તાદિ ભેદો છે. ઉંચે સ્વર આવે તે ઉદાત, નીચે સ્વર આવે અનુદાત, અને સમાન સ્વર આવે તે સ્વરિત છે.

**ए ऐ ओ औ संध्यक्षराणि ॥** અર્થ- એ, ઐ, ઓ, ઔ, એ સંધ્યક્ષરો છે. એઓમાં હ્રસ્વ નથી.

**उभयेस्वराः ॥** અર્થ—અકારાદય પાંચ ( અ, ઇ, ઉ, ઋ, ऌ ) અને એકારાદય ચાર ( એ, ઐ, ઓ, ઔ ) એ બેય મળીને નવ સ્વરો કહેવાય છે.

**अवर्जानामिनः ॥** અર્થ-અ અક્ષર રહિત સ્વરો ( इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ॡ, ए, ऐ, ओ, औ, ) એઓ નામિન કહ્યા છે.

**प्रत्याहारजिग्राहयिषयाव्यंजनान्यनुक्रामन्ति ॥** અર્થ-પ્રત્યાહાર ગ્રહણની ઇચ્છાએ વ્યંજનો અનુક્રમે કહેછે.

**हयरलव, ञणनङम, झढधघभ, जडदगब, खफछठथ, चटतकप, शषस. ॥आद्यंताभ्याम् ॥** અર્થ--હયરલવ, ઞણનઙમ, ઝઢધઘભ, જડદગબ, ખફછઠથ, ચટતકપ, શષસ એઓ વ્યંજનો છે. પ્રત્યાહારને ગ્રહણ કરવા ઇચ્છનારાએ આદિથી અંત સુધી એઓ વર્ણો ગ્રહણ કરવા યોગ્ય છે. આદિમાં જે અક્ષર છે, તે અંતના અક્ષર સહિત ઉચ્ચાર કરેલ હોય તેનું નામ પ્રત્યાહાર છે. **अब** કહેતાં **अ** થી **ब** સુધી, **चप=चटतकप, जब=जडदगब.**

**हसाव्यंजनानि ॥** અર્થ-હકારથી લઇને સકાર પર્યંત જેટલા વર્ણો છે તે બધા હસા કેહેતાં વ્યંજનો કેહેવાય છે. સ્વરહીન તે વ્યંજન કેહેવાય છે.

**कार्यायेत् ॥** પ્રત્યય આદિથી જુદા કોઇ કાર્ય માટે ઉચાર કરેલા વર્ણ ઇત્ સંજ્ઞક છે. અનુબંધ સંજ્ઞક છે. ( ઇત શબ્દનું બીજું નામ અનુબંધ છે. ) ઉચ્ચાર કરતાંજ નાશ થાય તે અનુબંધ છે.

**यस्येत्संज्ञातस्यलोपः ॥** અર્થ-જેની ઇત્સંજ્ઞા થાય છે. તેનો લોપ થાય છે. વર્ણઅદર્શન તે લોપ છે, વર્ણ વિરોધને લોપશ કહે છે. ( એક વર્ણને નાશ કરે છે અને અન્યની ઉત્પત્તિને પ્રતિબંધ

કરે છે તે વર્ણ વિરોધ છે.) મિત્રવત્ આગમ કહેવાય છે, શત્રુવત્ આદેશ છે, સ્વરના અંતરાયથી રહિત વ્યંજન જોડાક્ષર છે.

**कु, चु, टु, तु, पु, वर्गाः ॥** અર્થ-કુ, ચુ, ટુ, તુ, પુ એ પાંચ વર્ગો છે; તેમાં ઉકાર પાંચ વર્ણના પરિગ્રહણ માટે છે.

**अरेदोनामिनोगुणः ॥** અર્થ-નામિનના સ્થાનકના, अर्, ए ओ, એઓ ગુણ સંજ્ઞક છે. ऋ નો अर्, इ નો ए, उ નો ओ ગુણ છે.

**आरैऔवृद्धिः ॥** અર્થ-આ, આર્, ઐ, ઔ. એઓ વૃદ્ધિ સંજ્ઞક છે. अ ની आ, ऋ ની आर, इ ની ऐ, उ ની औ વૃદ્ધિછે.

**अन्त्यस्वरादिष्टिः॥** અર્થ-અત્યં જે સ્વર છે તેના આદિના વર્ણ સહિતની टि સંજ્ઞા છે.

**अन्त्यात्पूर्वउपधा॥** અર્થ-અંત્યવર્ણ માત્રથી (કેવલ સ્વરથી રહિત વ્યંજન અક્ષરથી) પૂર્વ જે વર્ણ તે ઉપધા સંજ્ઞક છે.

**असंयोगादिपरो-ह्रस्वोलघुः॥** અર્થ-વિસર્ગ અનુસ્વારાદિથી રહિત જે વર્ણ, તે અસંયોગાદિપર, તેની હ્રસ્વ અને લઘુસંજ્ઞા છે.

**विसर्गानुस्वारसंयोगपरोदीर्घश्चगुरुः॥** અર્થ-જે વર્ણની ઉપર વિસર્ગ અનુસ્વારાદિનો સંયોગ થયેલો હોય તેની દીર્ઘ તથા ગુરૂ સંજ્ઞા છે. अः, अं ઇત્યાદિ

**मुखनासिकाभ्यामुच्चार्यमाणोऽनुनासिकः॥**

અર્થ-મુખ અને નાસિકાવડે ઉચ્ચાર કરેલાને અનુનાસિક કહે છે. મુખ વડે ઉચાર કરેલને નિરનુનાસિક કહે છે. अः એને વિસર્ગ કહે છે, વર્ણના માથે બિંદુને અનુસ્વાર કહે છે. अ, क વર્ગ અને ह એઓનું કંઠ સ્થાન. ઇ, ચ વર્ગ, અને ય શ નું તાલુસ્થાન. ઋ, ટ વર્ગ, ર ષ નું મુર્ધ્ધાસ્થાન. ऌ, ત વર્ગ, લ સ નું દંતસ્થાન. ઉ, પ વર્ગ, અને ઉપ ધ્માનીઅનું ઓષ્ઠસ્થાન. ઙ ઞ મ ઙ ણ ન નું નાસિકાસ્થાન. એ ઐ નું કંઠતાલુસ્થાન. ઓ ઔ નું કંઠોષ્ટસ્થાન. વકારનું દંતોષ્ટસ્થાન. જિવ્હા મૂલીયનું જિવ્હામૂલ, અનુસ્વારનું નાસિકાસ્થાન. (ક અને ખ ની આ-ગળ અર્ધ વિસર્ગ સદૃશ જિવ્હામૂલિય-ᳵક ᳵખ.) (ᳶप ᳶफ પ અને ફ ની આગળ અર્ધ વિસર્ગ સદૃશ ઉપધ્માનીય. શ ષ સ હ ને ઉષ્માણ કહે છે. ક થી મ સુધીનાને સ્પર્શ કહે છે, ય ર લ વને અંતરથ કહેછે.

એ પ્રમાણે સંજ્ઞા પ્રકરણ સમાપ્ત. मुखेनोचार्यमाणोनिरनुनासिकः। अः इतिविसर्जनीयः। वर्णशिरोविंदु रनुस्वारः॥

# स्वर संधि.

સપ્તમીના નિર્દેશથી વિધિયમાનકાર્ય બીજા અક્ષરથી વ્યવધાન રહિત પૂર્વનું બોધક થાય છે.

**इयंस्वरे॥** (इ ई) ઇ વર્ણની પર વિજાતિય સ્વર આવે તો ઇનો ય થાય છે. દધિ+આનય= दध्य्+आनय=

**हसेर्हसः॥** અર્થ-સ્વરની પછી રેફ હકાર વર્જિત વ્યંજનનીપર વ્યંજન આવે તો તે બેવડાય છે. દધ્ધ્ય્+આનય.

**झबेजबाः॥** અર્થ-झस (ઝ ઢ ધ ધ ભ, જ ડ દ ગ બ, ખ ફ છ ઠ થ, ચ ટ ત ક પ, શ ષ સ) ની પછી झब (ઝ ઢ ધ ધ ભ, જ ડ દ ગ બ) આવે તો ज ब (જ ડ દ ગ બ) થાય છે. दद्ध्य्+आनय

**स्वरहीनंपरेणसंयोज्यम्॥** અર્થ-સ્વરહીન વ્યંજનને પછીના વ્યંજને જોડવો. दद्ध्यानय, गौरी+अत्र=गौर्य्+अत्र.

**राद्यपोद्वि:॥** અર્થ-રેફથી પૂર્વે સ્વર અને રેફથી પછી य प (ય ર લ વં, ઞ ણ ઙ ન મ, ઝ ઢ ધ ઘ ભ, જ ડ દ ગ બ, ખ ફ છ ઠ થ, ચ ટ ત ક પ.) બેવડાય છે गौरय्य्+अत्र=गौर्य्यत्र

**उवम्॥** અર્થ-ઉ વર્ણની પછી વિજાતિય સ્વર આવે તો उ તથા ऊ નો व થાય છે. मधु+अत्र=मध्वत्र, मधु+अरि:=मध्वरि:, मधु+आसनं=मध्वासनं, वधू+आसनं=वध्वासनं.

**ऋरम्॥** અર્થ-ऋ ની પછી વિજાતિય સ્વર આવે તો ऋ નો र् થાય છે. पितृ + अर्थ:=पित्रर्थ:

**लृलम्॥** અર્થ-लृ ની પછી વિજાતિય સ્વર આવેતો लृ નો ल थाय છે. लृ+अनुबंध:=लनुबंध:

**ए अय् ॥** અર્થ-ए ની પછી વિજાતિય સ્વર આવે તો ए નો अय् થાય છે. ने+अनं=नयनम्.

**ओ अव् ॥** ओ ની પછી વિજાતિય સ્વર આવે તો ओ નો अव् થાય છે. गो+अक्ष:=गवाक्ष:, गो+इन्द्र=गव+इन्द्र ॥

**गवादेरवर्णागमोऽक्षादौवक्तव्य:** । ગવ આદિની પછી अक्ष આદિ આવે તો अ વર્ણ આગમ કેહેવા યોગ્ય છે.

**अ इ ए ॥** અર્થ-अ, आ ની પછી इ ई આવે તો ए

થાય છે. गवेन्द्र, तव+इदं=तवेदं, मम+इदं=ममेदं. गो+अग्रं=गव+अग्रं

**सवर्णेदीर्घःसह ॥** અર્થ-સવર્ણની પર સવર્ણ આવે તો તે દીર્ઘ થાય. गवाग्रं, श्रद्धा+अत्र=श्रद्धात्र. દીર્ઘને દીર્ઘતા નથી. दधि+इह=दधीह, मधु+उदकं=मधूदकं.

**ए ऐ ऐ ॥** અર્થ-અ, આ, ની પછી ए ऐ આવે તો ऐ થાય છે. तव+एषा=तवैषा, तव+ऐश्वर्यं=तवैश्वर्यम्. अक्ष+ऊहिनी=अ-क्ष+अ+ऊहिनी

**उ ओ ॥** અર્થ-अ आ ની પછી उ આવે તો ओ થાય છે. गंगा+उदकम्=गंगोदकम्

**ओ औ औ ॥** અર્થ-अ વર્ણ (अ आ) નીપરओ, औ આવે તો औ થાય છે तव+ओदनः=तवौदनः, तव+औन्नत्यं=तवौन्नत्यम्, अक्ष+ऊहिनी=अक्षौहिणी, प्र+ऊढ=प्रौढ. गो+यूतिः=गव्युतिः બેગાઉ, गो+यूति=गोयूति ગાયનો સમુહ.

**ऐ आय् ॥** ऐनी પછી વિજાતિય સ્વર આવે તોऐनो आय् થાય છે. नै+अकः=नायकः

**औ आव् ॥** અર્થ-औ ની પછી વિજાતિય સ્વર આવે તો औ નો आव् થાય છે तौ+इह=ताविह.

**य्वोर्लोपश्चापदान्ते ॥** અર્થ-પદાંતમાં રહેલા अय्

अत्र् ના यकार वकारनो લોપ વિકલ્પે થાય છે. ते+आगताः=तआ. गताः અથવા तयागताः, पटो+इह=पटइह અથવા पटाविह. तस्मै+आसनं=तस्माआसनम्, तस्मायासनम्. असौ+इन्दुः= असाइन्दुः અથવા असाविन्दुः.

**लोपशिपुनर्नसंधिः॥** અર્થ-લોપ કરેલાની ફરિ સંધિ થતી નથી. છંદમાં (વેદમાં) થાય છે. हेसखे+इति=हेसखेति, हे सखयिति.

**एदोतोऽतः॥** અર્થ-પદાંતમાં રહેલા ए કાર ओकारनी પછી अ આવે તો તેનો (अनो) લોપ થાય છે, અને તેની જગ્યોએ (ऽ)આવુ ચિન્હ લખાય છે. ते+अत्र=तेऽत्र, पटो+अत्र=पटोऽत्र. સર્વ વિધિ કરતાં લોપ વિધિ બલવાન છે.

**हलादेरीषादौटेर्लोपोवक्तव्यः॥** અર્થ-હલની પછી ईष આદિ આવે તો टि નો લોપ કહેવા યોગ્ય છે. કવચિત્ ति આદિ વર્ણના અભાવે કેવળ સ્વરની પણ टि સંજ્ઞા કહી છે. हल+ईषा= हलीषा, लांगल+ईषा=लांगलीषा, मनस्+इषा=मनीषा, शक +अन्धुः=शकन्धुः कर्क+अन्धुः=कर्कन्धुः सीमन्+अन्तः=सी- मन्तः, કેશવેશમાં અન્યત્ર सीमान्तः, कुल+अटा=कुलटा. पतत् +अंजलिः=पतञ्जलिः, सार+अङ्गः=सारङ्गः પશુપક્ષી અન્યત્ર साराङ्गः.

**ओमाङावपि ॥** અર્થ-અવર્ણની પછી ओम् , आङ् આવે તો टि લોપ થાય છે. अद्य+ओम्=अद्योम् , शिव+आ+इहि= शिवेहि.

**ओमिनित्यम् ॥** અર્થ-अ વર્ણની પછી ओम् આવે તો अકારનો લોપ નિત્ય થાય છે. स्वर+ओम्=स्वरोम् .

**ऋअर् ॥** અર્થ-અવર્ણની પછી ऋ આવે તો ऋ નો अर् થાય છે. तव+ऋद्धिः=तवर्द्धिः

**क्वचिदार् ॥** અર્થ-अ વર્ણની પછી ऋ આવે તો કવચિત્ आर् થાયછે ऋण+ऋणम्=ऋणार्णं,शीत+ऋतः=शीतार्तः.प्रवत्सतर, कंबल, वसन, ऋण, दशाની પછી ऋण આવે તો आर થાય છે.

**ऋतेचतृतीयासमासेएवाऽऽर् ॥** અર્થ-અવર્ણની પછી ऋत શબ્દ તથા તૃતીયા સમાસમાં બેય મળીને आर् થાય છે. शीतेन+ऋतः=शीतार्तः (ટાઢવડે પીડિત પુરૂષ) દુઃખવડે પીડિત= दुखार्तः અન્યત્ર નહીં. परम+ऋतः=परमर्तः

**उपसर्गादवर्णान्तादृकारादौधातौआर्भवति ॥** અર્થ—ઉપસર્ગના अ વર્ણની પછી ઋકારાદિ ધાતુ આવે તો ઋનો आर् થાય છે. उप+ऋच्छति=उपार्च्छति,प्र+ऋच्छति= प्रार्च्छति.

**ऋकारादौनामधातौवा॥** અર્થ—અવર્ણાંત ઉપસર્ગની પછી ઋકારાદિ નામ ધાતુ આવે તો ઋનો વિકલ્પે आर् થાય છે. उप+ऋषभीयाति=उपार्षभीयाति અથવા उपर्षभीयति,प्र+ऋष-भीयाति=प्रार्षभीयाति અથવા प्रर्षभीयति.

**ॠकारादौआरनेतिवाच्यम्॥** અ વર્ણાંત ઉપસર્ગની પછી દીર્ઘ ॠકારાદિ આવે તો ॠનો आर् થતો નથી. उप+ॠकारीयाति=उपर्कारीयाति.

**ॡ अल्॥** અર્થ—अ વર્ણની પછી ॡ વર્ણ આવે તો अल् થાય છે. तव+ॡकारः=तवल्कारः

**ऋॡवर्णयोःसावर्ण्यंवक्तव्यम्॥** અર્થ-ऋ ॡ વર્ણ સ્થાનિક હોવાથી र ल નું પણ સવર્ણ કહેલ છે. होतृ+ॡकारः=होतॄकारः, होत्ल्कारः. परि+अंकः=पर्यंकः અથવા पल्यंकः

**ओष्ठोत्वोर्वासमासे॥** અર્થ-અની પછી ओष्ठ તથા ओतु શબ્દ આવે તો સમાસને વિષે વિકલ્પે ओ થાય છે. बिंब+ओष्ठः=बिंबोष्ठः અથવા बिंबौष्ठः, स्थूल+ओतु=स्थूलोतुः અથવા स्थूलौतुः અસમાસે तव+ओष्ठः=तवौष्ठः॥ એ પ્રમાણે સ્વર સંધિ સમાપ્ત.



**अथप्रकृतिभावउच्यते॥** અર્થ-હવે પ્રકૃતિભાવસંધિકહેછે.

**नामी॥** અદસ્ શબ્દના જસ પ્રત્યયથી જે અમી શબ્દ થયો તે સંધિ પામતો નથી. **अमी+आदित्या=अमीआदित्या.**

**य्वेद्वित्वे॥** અર્થ-ઈકાર, ઊકાર, એકાર એ ત્રણે સિદ્ધ છે. દ્વિવચનમાં દ્વિવચનાંત છતાં પણ સંધિ ન થાય. **अग्नी+अत्र=अग्नी अत्र, पटू+अत्र=पटूअत्र, माले+आनय=मालेआनय.** મણી વાદિ વર્જે છે. **मणी+इव=मणीव.**

**औनिपातः॥** અર્થ-**आ,औ, अ, ई, उ, ऋ, ऌ, ए, ऐ. ओ, औ, आ, ओ,** એ પ્રકારે પ્રથક પદ અથવા નિપાત છે. **आ**કાર નિપાત, **ओ**કાર નિપાત તથા એક સ્વર છે. તેઓની સંધિ થતી નથી. **आ+एवं मन्यसे=आ एवं मन्यसे, नो+अत्रस्थातव्यम्=नोअत्रस्थातव्यम्, उ+उत्तिष्ठ=उउत्तिष्ठ, इ+इंद्रंपश्य=इइन्द्रंपश्य,अ+अपेहि=अअपेहि.आ** ગ્રહણથી **आङ्** ઉપસર્ગ સાથે સંધિ થાયછે તથા ઇપદર્થમાં, ક્રિયાયોગમાં, મર્યાદા તથા અભિ વિધિમાં સંધિ થાયછે. **आ**કાર નિપાત બેપ્રકારનો છે એક **ङित्** અને બીજો **अङित्** તેમાં જે **ङित्** છે તેને સંધિ થાય છે. **अङित्** ને સંધિ થતી નથી. **एतं, आतं, ङितं,** વાક્ય સ્મરણના **अङित्** માં સંધિ થાય છે. **आ+उत्तमः=ओत्तमः, आ+ईक्षसे=एक्षसे, आ+इहि=एहि, आ+इंद्रतः=एन्द्रतः**

**प्लुतः॥** અર્થ-પ્લુતની સંધિ ન થાય **देवदत्त३+एहि=देवदत्त ३एहि, देवदत्त३+अत्र गोश्चरति=देवदत्त३अत्रगोश्चरति.**

**दूरादाह्वानेचटेःप्लुतः॥** અર્થ-દૂરથી બોલાવવામાં, ગાવામાં, રોવામાં, વિચારમાં, ગમ્યમાનમાં, **टि** ને પ્લુત બોલાય છે. ચકાર ગ્રહણથી હાતાત ઇત્યાદિમાં સંધિ થાય છે **तात+इति=तातेति.**

**हैहयोःस्वरेसंधिर्नवक्तव्यः॥** અર્થ-**है** તથા **हे** ની પછી સ્વર આવે તોપણ સંધિ થતી નથી. (દૂરથી બોલાવવું **સંબોધન ઈત્યાદિમાં** સંધિ થતી નથી.) **हे+अनड्वान्=हे अनड् वान्.**

**ऋतौसमानोवा॥** અર્થ—ઋતુ શબ્દ સમાનની પછી આવે તો સંધિ થતી નથી. અને થાય છે. **हिम+ऋतु=हिमर्तुः** અથવા **हिमऋतुः** એ પ્રમાણે પ્રકૃતિ ભાવ પ્રક્રિયા.

---

## વ્યંજન સંધિ.

**चपाअबेजबा॥** અર્થ—પદાંતમાં રહેલા એવા **चप** (ચ ટ ત ક પ)ની પછી **अब** (અ, ઇ, ઉ, ઋ, લૃ એ ઐ ઓ ઔ હ ય ર લ વ, ઞણનઙમ, ઝ ઢ ધ ઘ ભ, જ ડ દ ગ બ) આવે તો **चप** નો **जब** (જ ડ દ ગ બ) થાય છે. **पट्+अत्र=पडत्र, वाक्+यथा=वाग्यथा.**

**ञमेञमावा॥** અર્થ—પદાંતમાં રહેલ **चप** ની પછી **ञम** (ઞ ણ ન ઙ મ) આવે તો વિકલ્પે **ञम** થાય છે. **वाक्+मात्रं**

=वाङ्मात्रं અથવા वाग्मात्रम्, षट्+ मम=षण्मम અથવા षड्मम

**चपाच्छःशः ॥** અર્થ—चप (ચ ટ ત ક પ)ની પછી शकार આવે તો शकारनो छकार थाय છે અને નથી થતો. वाक्+शूर=वाक्छूरः અથવા वाक्शूरः

**होझभा ॥** અર્થ—चप ની પછી हकार આવે તો चप નો झभ (ઝ ઢ ધ ઘ ભ) થાય છે અને નથી થતો. એક હકાર પાંચ ઝભ કયા ક્રમે થાય છે તે કહે છે—જે વર્ગનો ચપ તે વર્ગનો ચોથો થાય છે. तत्+हवि=तद्धविः અથવા तत्हवि, तद्हवि. वाक्+हरि=वाक्हरिः અથવા वाग्घरिः—वाग्हरिः

**स्तोःश्चुभिःश्चुः ॥** અર્થ—सकार त વર્ગની પછી शकार च વર્ગ આવે તો शकार च વર્ગ યથા સંખ્યાએ થાય છે. कस्+चरति=कश्चरति, कस+शूरः=कश्शूरः, तत्+चित्रं=तच्चित्रम्, तत्+शास्त्रं=तच्छास्त्रम्.

**नशात् ॥** અર્થ—शकारनी પછી त વર્ગ આવે તો चकार થતો નથી. विश्नः, प्रश्नः.

**ष्टुभिःष्टुः ॥** અર્થ—सकार त વર્ગની પછી षकार ट વર્ગ આવે તો षकार ट વર્ગ યથા સંખ્યાએ થાય છે. कस्+षष्ठः=कष्षष्ठः, कस्+टीकते=कष्टीकते, तत्+टीका=तट्टीका, तत्+टीकते=तट्टीकते. ક્વચિત્ પકાર ટ વર્ગના યોગ વિના પણ પકાર ટ વર્ગ થાય છે. अग्निष्टोमः

**तोर्लिल: ॥** त વર્ગની પછી લકાર આવે તો લકાર થાયછે. तद् + लुनाति=तल्लुनाति, भवान् + लिखति=भवाँल्लिखति.

**अन्तस्थाद्विप्रभेदाः ॥** અર્થ—રેફ વર્જિત (રકાર વર્જિત) यवल નાસાનુનાસિક અને નિરનુનાસિક એવા બે ભેદ છે તેમાં સાનુનાસિકજ નકારનો લકાર થાય છે.

**नषि ॥** અર્થ—त વર્ગની પછી षકાર આવે તો त વર્ગનો ट વર્ગ થતો નથી. भवान् + षष्ठः=भवान्षष्ठः

**टोरन्त्यात् ॥** અર્થ—પદાંતમાં રહેલા એવા ट વર્ગની પછી सકાર અને ट વર્ગ આવે તો षકાર અને ट વર્ગ થતો નથી. पद् + नरः=पण्नरः, षट् + सीदन्ति=षट्सीदन्ति

**नसक्छते ॥** અર્થ--नકારાંત પદની પછી छत ( છ ઠ થ ચ ટ ત) આવે તો सक् આગમ થાય છે.

**टित्किताद्यन्तयोर्वक्तव्यौ ॥** ट् इत् તે टित् અને क् इत् તે कित् એ टित्कित् આગમ टित् હોય તો પેહેલો થાય અને कित् હોય તો પછી (અંતમાં) થાય છે. राजन्+चित्रं =राजंश्चित्रम्, भवान्+तनोति=भवांस्तनोति.

**शेचग्वा ॥** અર્થ—નકારાંત પદની પછી शકાર આવે તો વિકલ્પે चक् આગમ થાય છે. भवान्+शूरः=भवाञ्छूरः, भवाञ्च्छूरः, भवाञ्च्शूरः, भवाञ्शूरः.

**ङ्णनो-ह्रस्वाद्द्विःस्वरे ॥** અર્થ-પદાંતમાં રહેલા હ્રસ્વની પછી જે ङकार, णकार, नकार છે, તે બેવડાય છે જો તેમની પછી સ્વર હોય તો. प्रत्यङ्+इदं=प्रत्यङ्ङिदम् ,सुगण्+इह=सुगण्णिह राजन्+इह=राजन्निह, राजन्+इदं=राजन्निदं.

**छः॥** અર્થ- -हस्व સ્વરની પછી छकार આવે તો તે બેવડાય છે. तव=छत्रं=तवच्छत्रम्.

**खसेचपाझसानाम् ॥** અર્થ-झस (ઝ ઢ ધ ઘ ભ, જ ડ દ ગ બ, ખ ફ છ ઠ થ, ચ ટ ત ક પ, શ ષ સ) ની પછી खस (ખ ફ છ ઠ થ, ચ ટ ત ક પ, શ ષ સ) આવે તો च प (ચ ટ ત ક પ) થાય છે. तव+छत्रं=तवच्छत्रम्.

**दीर्घादपिचवक्तव्यः ॥** અર્થ-દીર્ઘ સ્વરની પછી छकार બેવડાય છે. દીર્ઘ પદાંતની પછી પણ छकार આવે તો અપિશબ્દથી ક્વચિત્ તે બેવડાય છે. म्ले+छः=म्लेच्छः, -ही+छः=-हीच्छः, लक्ष्मी+छाया=लक्ष्मी-च्छाया-लक्ष्मीछाया.

**आङ्माङ्भ्यांचवक्तव्यम् ॥** અર્થ-આङ्, માङ्, ઉપસર્ગની પછી छकार આવે તો તે બેવડાય છે. आ+छादयति =आच्छादयति, मा+छिदत्=माच्छिदत्.

**मोऽनुस्वारः ॥** અર્થ-પદાંતમાં રહેલા मकारની પછી વ્યંજન આવે તો मकारનો અનુસ્વાર થાય છે. तम्+हसति=तंहसति, पटुम्+वृथा=पटुंवृथा. અવસાનમાં વર્તમાન मकारનો અનુસ્વાર વિકલ્પથી થાય છે.

**नश्चापदान्तेझसे॥** અર્થ-પદાંતમાં વર્તમાન **न**કાર **म**કારનો અનુસ્વાર થાય છે. જો **न**કાર **म**કાર પછી **झस** (ઝઢધઘભ, જડદગબ, ખફછઠથ, ચટતકપ, શષસ) હોય તો **यशान्+सि=यशांसि, पयान्+सिः पयांसि, कम्+सः=कंसः**

**यमायपेऽस्य॥** અર્થ-અપદાંતમાં વર્તમાન અનુસ્વારની પછી **यप** (**य** ર લ વ, ઞ ણ ન ઙ મ, ઝ ઢ ધ ઘ ભ, જ ડ દ ગ બ, ખ ફ છ ઠ થ, ચ ટ ત ક પ) આવે તો **यम** થાય છે (ય ર લ વ ઞ ણ ન ઙ મ) એક અનુસ્વાર પાંચ **यम** સવર્ણ ક્રમે થાય છે **शां+त=शान्त**

**वापदांते ॥** અર્થ-પદાંતમાં વર્તમાન અનુસ્વારની પછી **यप** આવે તો વિકલ્પે **यम** થાય છે **तं+करोति=तङ्करोति, तं+तनोति=तन्तनोति, तं +जानाति=तञ्जानाति.**

**वर्गेवर्गान्तः ॥** અર્થ-અનુસ્વારની પછી જે વર્ગ આવે તે વર્ગનો તે થાય છે. વર્ગના અભાવે **પર રૂપ** થાય છે. **सम्+यंता=सँय्यन्ता** યકારના અન્ય સવર્ણાભાવે પણ યકારને યકારજ સવર્ણ છે. **सँ+वत्सरः=सँव्वत्सरः**

**मनयवलपरेह्कारेऽनुस्वारस्यतेयथाक्रमंञ्नवन्ति ॥** અર્થ-અનુસ્વારની પછી હથી જોડાએલ મનયવલ આવે તો તે અનુસ્વારના યથાનુક્રમે થાય છે. **किं+ह्मलयति=किम्ह्मलयति, किं+न्हुते=किनँन्हुते, किं+ह्यः=कियँह्यः, किं+ह्वलय**

ति=किव्ँह्लयति, किं+ल्हादयति=किल्ँल्हादयति.

**ङ्णोःकक्टग्वाशरि ॥** અર્થ–ङकार णकारनीपर शषस आवे तो कक्, टक् આગમ વિકલ્પે થાય છે. प्राङ्+षष्ठः=प्राङ्क्षष्ठः અથવા प्राङ्षष्ठः, सगुण्+षष्ठः=सगुणट्षष्ठः અથવા सगुणषष्ठः

**मस्वरे ॥** અર્થ– અનુઅસ્વારની પછી સ્વર આવે તો અનુસ્વાર નો म થાય છે.

**ँछन्दसि ॥** અર્થ–વેદમાં અનુસ્વારની પછી शषसहर આવે તો અનુસ્વારનો ँ થાય છે. चतुस्त्रिं+शद्राजिनः=चतुस्त्रिँशद्राजिनः,सामयजूं+षि=सामयजूँषि, वयं+सोमः=वयँसोमः, सिं+ह्यसि=सिँह्यसि, देवानां+राजा=देवानाँराजा.

એ પ્રમાણે વ્યંજન સંધિ સમાપ્ત.



**अथविसर्गसंधिर्निगद्यते ॥** અર્થ–હવે વિસર્ગ સંધિ કહેવાય છે.

**विसर्जनीयस्यसः ॥** અર્થ–વિસર્ગની પછી खस(ખફછઠથ, ચટતકપ, શષસ) આવે તો વિસર્ગનો स् થાય છે. कः+तनोति=कस्तनोति.

**शषसेवा ॥** અર્થ–વિસર્ગની પછી शषस આવે તો વિસર્ગનો

शषस થાયછે. (પક્ષે વિસર્ગ પણ રહે છે.) कः + शेते=कश्शेते,कः +षण्ढः=कष्षण्ढः, कः+साधुः=कस्साधुः

**कुप्वोः ≍क≍ पौवा ॥** અર્થ-વિસર્ગની પછી क વર્ગ प વર્ગ સંબંધિ खस આવે તો વિકલ્પે ≍क≍प થાયછે. कः+करोति=क≍करोति,कः +पचति=क≍पचति અથવા कः पचति, कः+पठति=क≍पठति અથવા कःपठति ( ક પ ઉચ્ચાર માટે છે.)

**वाचस्पत्यादयःसंज्ञाशब्दानिपातात्साधवः॥**

અર્થ-વાચસ્પતિ આદિ સંજ્ઞા શબ્દો સંજ્ઞા વાચક કોઈનું પણ નામ પ્રતિપાદક શબ્દો તે નિપાત હોવાથી સિદ્ધજ જાણવા. જેમ वाचस्पतिः, भास्करः, श्रेयस्करः, श्रेयस्कामः, अयस्कान्तः अयस्कुम्भः, अयस्पात्रम्, दिवस्पतिः, नमस्कारः, अहस्कारः, उषर्बुधः, बृहस्पतिः, तस्करः, हरिश्चंद्रः, मस्करः, मस्करी, कांस्कान्, कस्कः, अश्वत्थः, कपित्थः, पारस्पत (વૃક્ષ વિશેષ નામ છે,) प्रायश्चितं, वनस्पतिः, किष्किन्धा, ઇત્યાદિ.

**अन्होरोरात्रिषु ॥** અર્થ—પદાંતમાં ( દિવસ ) अहन् શબ્દના વિસર્ગનો रकार થાય છે. ( રાત્રિઆદિ વર્જિતમાં ) अहः+पतिः=अहर्पतिः, अहः+गणः=अहर्गणः,अहः+अत्र=अहरत्र, અરાત્રિમાં એ પ્રકારે ઉદાહરણ—अहः+रूपं=अहोरूपम्, अहः+रथन्तरं=अहोरथन्तरम्.

**अतोऽत्युः ॥** અર્થ—અકારનીપરના વિસર્ગની પછી **अ**કાર આવે તો વિસર્ગનો **उ** થાય છે. **कः+अर्थः=कोऽर्थः**

**हवे ॥** અર્થ—અકારનીપરના વિસર્ગની પછી **हव** (હ ય ર લ વ, ઞ ણ ન ઙ મ, ઝ ઢ ધ ઘ ભ, જ ડ દ ગ બ,) આવે તો વિસર્ગનો **उ** થાય છે. **कः+गतः=कोगतः, देवः+याति=देवोयाति, मनः+रथः=मनोरथः**

**आदबेलोपश् ॥** અર્થ—**आ**ની પછીના વિસર્ગની પછી **अब** (अ આ ઇ ઈ ઉ ઊ ઋ ૠ ઌ ૡ એ ઐ ઓ ઔ અં અઃ, હ ય ર લ વ, ઞ ણ ન ઙ મ, ઝ ઢ ધ ઘ ભ, જ ડ દ ગ બ) આવે તો વિસર્ગનો લોપ થાય છે. **देवाः+अत्र=देवाअत्र, वाताः+वाता=वातावाताः**

**स्वरेयत्वंवा ॥** અર્થ—**आ**નીપરના વિસર્ગની પછી સ્વર આવે તો વિકલ્પે વિસર્ગનો **य**કાર થાય છે. **देवाः+अत्र=देवायत्र** અથવા **देवाअत्र.**

**भोसः ॥** અર્થ—**भोस्, भगोस्, अघोस्** એ પ્રકારે એ ઓનીપરના વિસર્ગની પછી **अब** આવે તો વિસર્ગનો લોપ થાયછે. **भोः+एहि=भोएहि, भगोः+नमस्ते=भगोनमस्ते, अघोः+याति=अघोयाति.**

**नामिनोरः ॥** અર્થ—નામિનનીપરના વિસર્ગની પછી **अब**

આવે તો વિસર્ગનો **रेफ** થાય છે. **अग्निः+अत्र=अग्निरत्र, पटुः+यजते=पटुर्यजते.**

**रेफप्रकृतिकस्यखपेवा ॥** અર્થ—रકારના કરેલા વિસર્ગની પછી **खप** (ખ ફ છ ઠ થ, ચ ટ ત ક પ) આવે તો વિસર્ગનો रકાર થાય છે. (વિકલ્પે થાય છે.) **गीः+पतिः=गीर्पतिः, गीः+पतिः=गीःपतिः, धूः+पतिः=धूर्पतिः, धूः+पतिः=धूःपतिः.**

**रः ॥** અર્થ—રેફ સંબંધિના વિસર્ગની પછી **अव** આવે તો વિસર્ગનો रકાર થાય છે. **प्रातः+अत्र=प्रातरत्र.**

**रोलोपोदीर्घश्च ॥** અર્થ—રેફના વિસર્ગની પછી રેફ આવે તો વિસર્ગનો લોપ થાય છે, અને આગળનો સ્વર દીર્ઘ થાય છે. **पुन+रमते=पुनारमते, शुक्तिः+रूप्यात्मनाभाति=शुक्तीरूप्यात्मनाभाति.**

**सेषाद्धसे ॥** અર્થ—**सः** અને **एषः** ના વિસર્ગની પછી વ્યંજન (**हस**) આવે તો વિસર્ગનો લોપ થાય છે. **सः+चरति=सचरति, एषः+हसति=एषहसति.** (છંદમાં સમાસ કરવામાં પાદપૂરણમાં સંધિ થાય છે એમ જાણવું. **सःएषःदाशरथीराम=सैषदाशरथीराम** ઇત્યાદિ પાદપૂરણમાં સંધિ થાય છે.

**क्वचिन्नामिनोऽबेलोपश्च ॥** અર્થ-નામિનના વિસર્ગની પછી **अच** આવે તો ક્વચિત્ વિસર્ગનો લોપ થાય છે. **भूमि+आददे=भूम्याददे.** એ પ્રમાણે વિસર્ગ સંધિ સમાસ.

## હવે વિભક્તિ કહે છે.

જે વડે કર્ત્તા કર્મ ઇત્યાદિ અલગ કરાય તે વિભક્તિ છે.

વિભક્તિ બે પ્રકારની છે **स्यादि** તથા **त्यादि**. તેમાં **स्यादि** વિભક્તિ નામોને યોજે છે.

**विभक्त्यन्तंपदम् ॥** અર્થ—જેને અંતે વિભક્તિ તે પદ કહેવાય છે.

**अविभक्तिनाम ॥** અર્થ—વિભક્તિરહિત અને ધાતુવર્જિત તથા અર્થવત્ શબ્દના રૂપને નામ કહે છે.

**कृत्तद्धितसमासाश्च ॥** અર્થ-કૃત્ તૃતીયાવૃત્તિવાલા પ્રત્યાંત શબ્દ ધાતુ, તથા તદ્ધિતાંત અને સમાસાંત નામ સંજ્ઞક થાય છે. (કૃદંત, તદ્ધિત પ્રત્યયાંત, અને સમાસને પણ **प्रातिपादिक** (નામ) સંજ્ઞા થાય છે.)

**तस्मात् ॥** અર્થ—તે નામની ઉપર સાતે વિભક્તિઓ થાય છે. તેમાં પણ અર્થ માત્ર એકપણાના કહેવામાં પ્રથમા એકવચન **सि** પ્રત્યય છે.

| **वि. एक वचनम्** | **द्वि वचनम्** | **बहु वचनम्** |
|---|---|---|
| ૧ **सि** (એક) | **औ** (બે) ઓ | **जस्** (બહુ) ઓ |
| ૨ **अम्** (ને) | **औ** (બેને) ઓને | **शस्** (ઘણાને) ઓને |
| ૩ **टा** (એકે, એક વડે, એ) | **भ्याम्** (બેવડે)ઓએ | **भिस्** (બહુએ, બહુવડે) ઓએ |

૪ **ङे** (ને,માટે,સારૂ) **भ्याम्** (બેને, માટે, સારૂ) ઓને માટે **भ्यस्** (બહુને,માટે,સારૂ) ઓને માટે

૫ **ङसि** (થી,થકી) **भ्याम्** (બેથી) ઓથી **भ्यस्** (બહુથી) ઓથી

૬ **ङस्** (નો, ની, નું, નાં) **ओस्** (બેનો, ની, નું) ઓનો,ની,નું,નાં **आम्** (બહુનો, ની, નું) ઓનો, ની, નું નાં

૭ **ङि** (માં) **ओस्** (બેમાં) ઓમાં **सुप्** (બહુમાં) ઓમાં

એ સાતે વિભકિતયોના પ્રત્યયો છે.

**अ**કારાંત પુલ્લિંગ (નરજાતિ) **देव** શબ્દ તેને પ્રથમા એક વચન-નો **सि** પ્રત્યય લાગ્યો એટલે **देवसि** થયું તેમાં **इ** વિશેષણાર્થે (વિશેષણ માટે) છે તેથી તે જતાં **देवस्** રૂપ રહ્યું.

**स्रोर्विसर्ग ॥** અર્થ—અધાતુના નામની પછી પદાંતમાં **र** અને **स** આવે તો **र**કાર તથા **स**કારનો વિસર્ગ એવો આદેશ થાય છે. **देवः** (એકદેવ) બેપણું કહેવું હોય ત્યાં **औ** પ્રત્યય થાય છે **देवौ** (બે દેવો) બહુપણું કહેવું હોય ત્યાં **जस्** પ્રત્યય થાય છે, તેમાં **ज**કાર વિશેષણાર્થ છે, માટે **ज**કારનો લોપ થતાં **अस्** પ્રત્યય રહ્યો એટલે **देव+अस्=देवाः** થયું. (બહુ દેવો) (અધાતુ પદાંતમાં નામની પછી **रस** પ્રત્યાહાર હોય તો **स**કાર **रे**ફનો વિસર્ગ થાય છે. ધાતુના પદાંત માં **र**કાર **स**કારનો વિસર્ગ થાય છે. **रस** પ્રત્યાહારનાં પરછતા નહીં.)

**अकाराज्जसोऽसुक्कचिद्वक्तव्यश्छन्दसि॥**

અર્થ-વેદમાં કવચિત્ પ્રયોગાંતરમાં **अ**કારાંતનીપરના **जस्**ની પૂર્વે **अस्** આગમ થાય છે. **देव+अस्=देवास्+अस्=देवासः** (ઘણા દેવો)

હવે બીજી વિભક્તિના એક વચનનો પ્રત્યય **अम्** છે તે લગાડતાં **देव+अम्** થયું.

**अम्शसोरस्य ॥** અર્થ-અધાતુના સમાનથકી ઉત્તર એવા નામની પછી **अम्** અને **शस्** આવે તો તેના **अ**કારનો લોપ થાય છે. એટલે **देवम्** (દેવને) રૂપ થયું દ્વીવચનનો પ્રત્યય **औ** તે લગાડતાં **देवौ** (બે દેવને) રૂપ થયું. દ્વીતીયા બહુ વચનનો પ્રત્યય **शस्** છે તેમાં શ્ વિશેષણાર્થ છે.

**सोनःपुंसः ॥** અર્થ-પુલિંગના સમાનની પછી **शस्**ના **स**-કારનો **न**કાર આદેશ થાય છે.

**शसि ॥** અર્થ-**शस्** પ્રત્યયની પૂર્વનો અક્ષર દીર્ઘ થાય છે.

**यदादेशस्तद्वद्भवति ॥** અર્થ-જેવો આદેશ તે પ્રમાણે થાય છે. એટલે **देवान्** (ઘણા દેવોને) રૂપ થયું. તૃતીયા એક વચનમાં **देव+टा** તેમાં **ट**કાર અનુબંધ માટે છે.

**टेन ॥** અર્થ-**अ**કરાંત પુલિંગનીપરના **टा**નો **इन** થાય છે. એટલે **देवेन** (દેવે) રૂપ થયું. તૃતીયાના દ્વિવચનમાં **देव+भ्याम्=**

**अद्भि ॥** અર્થ-**अ**કારની પછી વિભક્તિનો **भ**કાર આવે તો **अ**નો **आ** થાય છે. **देवाभ्याम्** (બે દેવોએ) રૂપ થયું. તૃતીયાના બહુવચનમાં **देव+भिस्**

**ऐस्भ्यः ॥** અર્થ-**अ**કારાંતનીપરના **भिस्**ના **भ**કારનો **अ**કાર થાય છે. **अ+इ=ए. देव+एस=देवैः** (ઘણા દેવોએ) રૂપ થયું.

**अकारस्यभिसिछन्दस्येकारोवक्तव्यः ॥** અર્થ—વેદમાં અકારાંતનીપર **भिस्** આવે તો **ए**કાર વિકલ્પે કહેવો જોઇએ. **देवेभिः** (દેવોએ) **कर्णेभिः** (કાનોએ) ચોથી વિભક્તિના એકવચનમાં **देवङे** થયું; તેમાં **ङ**કાર **ङित्**કાર્યાર્થ છે. **ङे, ङसि, ङस् , ङि** એ બધાયમાં **ङ ङित्**કાર્યાર્થછે માટે **ङ**નો લોપ થાયછે.

**ङेरक ॥** અર્થ—**ङ**કાર **ङित्**કાર્યાર્થ સર્વત્ર. **अ**કારનીપરના **ङे** એ પ્રમાણે છે અને **अक्** (**अ**) આગમ થાય છે. **देव+ए+अ=देवाय** (દેવને માટે) રૂપ થયું. ચતુર્થી દ્વીવચન **देवाभ्यां.** (બે દેવને માટે) ચતુર્થી બહુવચન **देव+भ्यस् =**

**एस्भिबहुत्वे ॥** અર્થ—**अ**કારની પછી બહુવચન **स**કાર **भ**કાર વિભક્તિ આવે તો બહુવચનમાં **अ**કારનો **ए**કાર થાયછે. **देवेभ्यः** (ઘણા દેવોને માટે) રૂપ થયું. પાંચમી એકવચનમાં **देव+ङसि** તેમાં **इ**કાર પ્રત્યય ભેદ જણાવવા માટે છે.

**ङसिरत् ॥** અર્થ—**अ**કારની પછી વિભક્તિના **ङसि**નો **अत्** થાય છે. **देव+अत्=देवात्** (દેવથી) રૂપ થયું. પાંચમી દ્વિવચન **देवाभ्यां** (બે દેવથી) પાંચમીનું બહુવચન **देवेभ्यः** (ઘણા દેવોથી) છઠ્ઠી એકવચનમાં **देव+ङस् =**

**ङस्स्य ॥** અર્થ—**अ**કારની પછી વિભક્તિના **ङस्**નો **स्य** થાય છે. **देवस्य** (દેવનો) છઠ્ઠી દ્વિવચનમાં **देव+ओस् =**

**ओसि ॥** અર્થ—अકારનીપર ओस् આવે તો अકારનો एકાર થાય છે. देव् + ए + ओस् = देवयोः (બે દેવનો). છઠ્ઠી બહુવચનમાં देव + आम् =

**नुडामः ॥** અર્થ—સમાનની પછી વિભક્તિનો आम् તે આવે તો नुट् આગમ થાય છે. टित् હોવાથી આગળ થાય. उકાર ઉચ્ચારણાર્થ છે. देव + नाम् =

**नामि ॥** અર્થ—अકારની પછી नाम् આવે તો अકાર દીર્ઘ થાય છે. देवानाम् (ઘણા દેવોનો, ની, નું, નાં). સાતમી એકવચનમાં देव + ङि = देवे (દેવમાં) સપ્તમી દ્વિવચન देवयोः (બે દેવોમાં) સપ્તમી બહુવચનમાં देव + सुप् = તેમાં पકાર પિત્કાર્યાર્થ છે. देवे + सु =

**किलात्षःसःकृतस्य ॥** અર્થ-कવર્ગ તથા इल પ્રત્યહાર (ઇઉઋલૃએઐઓઔઅંઅઃહયરલ) ની પછી सકાર આવે તો તે सકારનો ष આદેશ કોઈ સૂત્ર વડે કરેલ હો. देवेषु (ઘણા દેવોંમાં) (અંત્ય રહેલાનો નથી થતો). સંબોધન કહે છે-

**आमन्त्रणेसिर्धिः ॥** અર્થ-આમંત્રણ અભિમુખીકરણને માટે વિહિત એવી सि ની धि સંજ્ઞા થાય છે (પુરૂષ જેને બોલાવે છે તે આમંત્રણ તે અભિમુખ તેને માટે વિહિત કરેલ જે सि પ્રથમા એકવચનરૂપ તે धिં સંજ્ઞક થાયછે.) देवम् धि સંજ્ઞામાં શું કરવું તે કહે છે.

**समानाद्धेर्लोपोऽधातोः ॥** અર્થ—અધાતુના સમાનની પછી ધિ નો લોપ થાય છે. હ્રસ્વ સમાનની પછીનાને એ પ્રમાણે જાણવું.

**आभिमुख्याभिव्यक्तये हेशब्दस्य प्राक्प्रयोगः ॥** અર્થ-અભિમુખત્વ પ્રકટ કરવાને માટે **हे शब्द** પ્રથમ યોજાય છે. **हे देव, हे देवौ, हे देवाः** (હે દેવ, હે બે દેવો, હે ઘણા દેવો). એ પ્રમાણે **घट** (ઘડો), **पट** (લુગડું), **स्तंभ** (થાંભલો), **कुंभ**(ઘડો) ઇત્યાદિ પણ **अ**કારાંત પુલિંગોને એ પ્રમાણે જાણવું.

---

અકારાદિમાં પણ સર્વાદિને વિશેષ છે તે નીચે પ્રમાણે.

**सर्वादिनि सर्वनामानि ।** સર્વઆદિ સર્વનામ સંજ્ઞક થાય છે.

**સર્વનામો—सर्व** (બધું) **विश्व** (સંપૂર્ણ, સંસાર, જગત્) **उभ** (બે) **उभय** (બે અવયવવાળું) **अन्य** (બીજું) **अन्यतर** (બેમાંથી એક) **इतर** (બીજું) **डतर, डतम** એ બે પ્રત્યય છે તે જેની અંતે લાગે છે, તે સર્વનામ ગણાય છે. તેમજ **कतर, कतम** પણ જાણવા. **सम** (સંપૂર્ણ) **सिम** (સંપૂર્ણ) **नेम** (અર્ધું) **एक** (એક) **पूर्व, पर, अवर, दक्षिण, उत्तर, अपर, अधर** (એ સાત શબ્દો સંજ્ઞાભિન્ન અને વ્યવસ્થાવાચક હોય.તો સર્વનામ કહેવાય છે.) **स्व** (જ્ઞાતિ અને દ્રવ્યવાચક ન છતાં આત્મા અને આત્મીયવાચક હોય ત્યારે સર્વનામ ગણાય છે.) **अन्तर** (બાહ્યઅર્થવાચક અને પરિધાનવાચક એટલે પેહેરવા વાચક હોય તો સર્વનામ ગણાય) **त्यद** (તે) **तद** (તે) **यद्** (જે) **एतद्** (એ) **इदम्** (આ) **अदस्** (આ) **द्वि** (બે) **किम्** (કોણ,શું.) **युष्मत्**

(તું) अस्मद् (હું) भवत् (આપ) त्वत् (બીજું) એઓ સર્વાદ્ય-લિંગ ત્રયધારિણુ કેહેતાં પુલ્લિંગ, સ્ત્રીલિંગ, અને નપુંસકલિંગ છે. તેમાં પુલ્લિંગ (નરજાતિ) રૂપ કહે છે.

અકારાંત પુલ્લિંગ सर्व શબ્દ. सर्व+सि=सर्वः (પ્રથમા એક વ-ચન) પ્રથમા દ્વિ વચન सर्व+औ=सर्वौ (બે સર્વ) પ્રથમા બહુ વ-ચન सर्व+जस्=

**जसी ॥** અર્થ–અકારાંત સર્વાદિની પછી जस् આવે તો जस्-નો इ થાય છે. सर्व+इ=सर्वे (ઘણા સર્વ) બીજીનું એક વચન सर्वम्, દ્વિવચન सर्वौ, બહુવચન सर्वान् (પૂર્વવત્ પ્રક્રિયા)

**ष्रृनोंणोऽनन्ते ॥** અર્થ–षકાર અને रेफ ऋ વર્ણની પછી नકાર આવે તો नકારનો णકાર થાય છે. પણ અંતમાં રહેલાને નથી થતો એટલે सर्वान्. सर्व+इन ત્રીજીનું એક વચન.

**अवकुप्वन्तरेऽपि॥** અર્થ–षકાર અને रेफ ऋ વર્ણની પછી न આવે અને વચમાં अव પ્રાયાહાર, क વર્ગ, प વર્ગના અંત-રાયે પણ (પણ કેહેતાં જીહ્વામૂલીય, ઉપધમાનીય, અનુસ્વાર, નુમ, વિસર્ગના વ્યવધાને પણ) ननो ण થાય છે. सर्वेण, सर्वाभ्याम्, सर्वैः ચતુર્થી વિભક્તિનું એકવચન सर्व+ङे=

**सर्वादेःस्मट् ॥** અર્થ–અકારાંત સર્વાદિનીપરના ચતુર્થી એક વચનને स्मट् આગમ થાય છે. सर्व+स्म+ए=सर्वस्मै (બધા-ને માટે) (टित् હોવાથી આગળ છે,) सर्वाभ्याम् (બેબધાનેમાટે) सर्वेभ्यः (ઘણા બધાને માટે) પાંચમી એક વચન सर्व+अत्

**अतः ॥** અર્થ-અકારાંત સર્વાદિ શબ્દની પછી **अत्** આવે તો **अत्**ને **स्मट्** આગમ થાય છે. **सर्व+स्म+अत्=सर्वस्मात्** (બધા-થી) **सर्वाभ्याम्** (બે બધાથી) **सर्वेभ्यः** (ઘણા બધાથી). છઠીનું એક વચન તથા દ્વિવચન **सर्वस्य, सर्वयोः** છઠીનું બહુ વચન **सर्व+आम्.**

**सुडामः ॥** અર્થ-અકારાંત સર્વાદિ શબ્દની પછી **आम्** આવે તો **आम्**ને **सुट्** આગમ થાય છે. **टित्** હોવાથી આદિમાં થાય છે. અને **उ**કાર ઉચ્ચારણાર્થ છે. **सर्व+स+आम्=सर्वेषाम्** (ઘણા બધાનો, ની, નું, નાં) સાતમીનું એક વચન **सर्व+ङि**

**ङिस्मिन् ॥** અર્થ-અકારાંત સર્વાદિ શબ્દની પછી **ङि** આવે તો **ङि** નો **स्मिन्** થાય છે **सर्वस्मिन्, सर्वयोः सर्वेषु.** સંબોધન **हेसर्व, हेसर्वौ, हेसर्वे.** એ પ્રમાણે **विश्व** આદિનાં **एक** શબ્દ પર્યંતના સર્વ શબ્દવત્ રૂપ જાણવાં. **डतर** અને **डतम** એ બે પ્રત્યયોનો ત્યાગ કરીને પછી બાકીના બધા ગ્રહણ કરવા યોગ્ય છે. તેજ પ્રમાણે **विश्व** શબ્દ છે **विश्वः, विश्वौ, विश्वे** ઇત્યાદિ. **उभ** શબ્દ નિત્ય દ્વિવચનાંત છે **उभौ**[२] **उभाभ्याम्**[३] **उभयोः**[२] **हे-उभौ. उभय** શબ્દનું દ્વિવચન નથી. ૧ **उभयः, उभये,** ૨ **उभयम्, उभयान्.** ૩ **उभयेन, उभयैः,** ૪ **उभयस्मै, उभयेभ्यः,** ૫ **उभयस्मात्, उभयेभ्यः,** ૬ **उभयस्य, उभयेषां,** ૭ **उभयस्मिन्, उभयेषु,** ૮ **हेउभय, हेउभये ।** દ્વિવચનમાં

એનો પ્રયોગ છે એમ કેટલાક કહે છે તેને મતે **सर्ववत्** છે. **अन्यः, अन्यौ, अन्ये** ઇત્યાદિ. **इतरः, इतरौ, इतरे** ઇત્યાદિ. **कतरः कतरौ, कतरे** ઇત્યાદિ. એ પ્રમાણે એક શબ્દ પર્યંત ૩૫ જાણવા. **पूर्वादि**ના વિશેષ છે તે કહે છે.

## पूर्वादीनांतुनवानांजसईकारोवावक्तव्यः॥

અર્થ-પૂર્વાદિ નવ શબ્દો (પૂર્વ, પર, અવર, દક્ષિણ, ઉત્તર, અપર, અધર, સ્વ, અંતર)ની પછી **जस्** આવે તો **जस्**નો **ई**કાર વિકલ્પે કહ્યો છે. १ **पूर्वः पूर्वौ पूर्वे-पूर्वाः** । २ **पूर्वम् पूर्वौ पूर्वान्** । ३ **पूर्वेण पूर्वाभ्याम् पूर्वैः** । ४ **पूर्वस्मै पूर्वाभ्याम् पूर्वेभ्यः** ।

## पूर्वादिभ्योनवभ्योङसिङ्योःस्मात्स्मिनौवा वक्तव्यौ॥

અર્થ-પૂર્વાદિ નવની પછી **ङसि** અને **ङि** આવે તો તેને બદલે **स्मात्** અને **स्मिन्** આદેશો વિકલ્પે અનુક્રમે કહ્યા છે. ५ **पूर्वस्मात्-पूर्वात्, पूर्वाभ्याम्, पूर्वेभ्यः**। ६ **पूर्वस्य पूर्वयोः पूर्वेषाम्,** ७ **पूर्वस्मिन्-पूर्वे, पूर्वयोः पूर्वेषु**। ८ **हेपूर्व, हेपूर्वौ हेपूर्वे-हेपूर्वाः** । **पर** શબ્દ-**परः,परौ, परे-पराः** ઇત્યાદિ એ પ્રમાણે **अंतर** શબ્દ પર્યંતનાં ૩૫ જાણવાં.

વ્યવસ્થા વાચક એટલે બોલવાની ઇચ્છાની અવધિના નિયમ વાચક હોય તો તેને સર્વનામ સંજ્ઞા થાય છે. નહીં તો થતી નથી. **दक्षिणा गाथकाः** (પ્રવીણ ગાવા વાળા) એ ઉદાહરણમાં **दक्षिणा** શબ્દ વ્યવસ્થા વાચક નથી માટે સર્વનામ સંજ્ઞા થઇ નહીં.

**प्रथमचरमतयायडल्पार्धकतिपयनेमानां जसीवा ॥** અર્થ-પ્રથમ, ચરમ, તય, અયટ્, અલ્પ, અર્ધ, કતિપય, નેમની પછી जस् આવે તો जस् નો इ વિકલ્પે થાય છે. १ प्रथमः, प्रथमौ, प्रथमे-प्रथमाः । चरमः, चरमौ, चरमे-चरमाः । બાકીના દેવવત્. तय અને अयट् એ બે પ્રત્યયો શબ્દની અંતે ગ્રહણ કરવા. तय પ્રત્યયાંત द्वितय શબ્દ-द्वितयः, द्वितयौ, द्वितये-द्वितयाः એજ પ્રમાણે त्रितय શબ્દ अयट् પ્રત્યયાંત द्वयः, त्रयः । એ પ્રમાણે नेम પર્યંતનાં રૂપ જાણવાં. तीय સર્વવત્ રૂપ. ङित्માં વિકલ્પે स्मट् કહેવું. १ द्वितीयः, द्वितीयौ, द्वितीया. । २ द्वितीयं, द्वितीयौ, द्वितीयान्, । ३ द्वितीयेन, द्वितीयाभ्याम्, द्वितीयैः । ४ द्वितीयस्मै-द्वितीयाय, द्वितीयाभ्याम्, द्वितीयेभ्यः । ५ द्वितीयस्मात्-द्वितीयात्, द्वितीयाभ्यां, द्वितीयेभ्यः । ६ द्वितीयस्य, द्वितीययोः, द्वितीयानाम् । ७ द्वितीयस्मिन्-द्वितीये, द्वितीययोः, द्वितीयेषु । ८ हेद्वितीयः, हेद्वितयौ, हेद्वितीयाः । એજ પ્રમાણે तृतीय શબ્દ. अकारांत પુલ્લિંગ मास् શબ્દ.

**मासस्यालोपोवा ॥** અર્થ-मास શબ્દની પછી સાતે વિભક્તિયો આવે તો ( બધી વિભક્તિયોમાં ) मास માં अकार છે તેનો લોપ થાય છે, તે વિકલ્પે થાય છે એમ કહેલ છે. मास्+सि અથવા मास+सि

**हसेप:सेर्लोप: ॥** અર્થ-વ્યંજનાંત (હસાંત) અને ઈપ્ અંતની પછી **सि** આવે તો **सि**નો લોપ થાય છે. १ **मा:-मास:, मासौ, मास:-मासा: । २ मासं-मासम्. मासौ-मासौ, मास:-मासान् । ३ मासा-मासेन, माभ्यां-मासाभ्यां, माभि:-मासै: । ४ मासे-मासाय, माभ्यां-मासाभ्यां, माभ्य: -मासेभ्य: । ५ मास:-मासात्, माभ्यां-मासाभ्यां, माभ्य: मासेभ्य: । ६ मास:-मासस्य, मासो:-मासयो:, मासां-मासानां । ७ मासि-मासे, मासो:-मासयो:, मास्सु-मासेषु । ८ हेमा:-हेमास, हेमासौ-हेमासौ, हेमास:-हेमासा: ।**

**आ**કારાંત પુલ્લિંગ **सोमपा** (સોમરસનો પીનારો)શબ્દ. १ **सोमपा: सोमपौ, सोमपा: । २ सोमपाम्, सोमपौ, सोमपा+शस्=**

**आतोधातोर्लोप: ।** અર્થ-ધાતુ સંબંધિ ન **आ**કારનીપછી **शस्** આદિ સ્વર આવે તો **आ**કારનો લોપ થાય છે. **सोमप:** કિવપ્ અંત ધાતુનું જો કે શબ્દત્વ પ્રાપ્ત થયું તોપણ ધાતુત્વનો ત્યાગ કર્યો નહીં. ३ **सोमपा, सोमपाभ्याम्, सोमपाभि: । ४ सोमपे, सोमपाभ्याम्, सोमपाभ्य: । ५ सोमप:, सोमपाभ्याम्, सोमपाभ्य: । ६ सोमप:, सोमपो:, सोमपाम् । ७ सोमपि, सोमपो:, सोमपासु ।** આ ધાતુ એ વિશેષણથી સંબોધનમાં ધાતુ સંબંધિનમાં **हे** નો લોપ થતો નથી. **हेसोमप:, हेसोमपौ, हेसोमपा: ।** એ પ્રમાણે **कीलालपा, शंखध्मा, मधुपा, विश्व**

पा, धनदा, वर्चोदा, प्रभृतय છે. (ઇત્યાદિ છે.) આકારાંતો हाहा શબ્દ-(ગંધર્વ) १ हाहाः हाहौ, हाहाः । २ हाहाम्, हाहौ, हाहान् આકારાંત અંતથી शस् નો અભાવ ઇતિ એકમાં તે વડે हाहाः, ३ हाहा, हाहाभ्यां, हाहाभिः । ४ हाहै, हाहाभ्यां, हाहाभ्यः । ५ हाहाः, हाहभ्याम्, हाहाभ्यः । ६ हाहाः, हाहौः, આકારાંતમાં આબંતનીપર नुट् આગમ થતો નથી અન્યમાં એ પ્રમાણે નિયમ હોવાથી. हाहाम् । ७ हाहे, हाहौः, हाहासु । ८ हेहाहाः, हेहाहौ, हेहाहाः ॥ તેમજ हूहू (ગંધર્વ)શબ્દછે. इકારાંત પુલ્લિંગ हरि શબ્દ તેનું પ્ર૦ એ૦ हरि+सि=हरिः પ્ર. દ્વિવચન हरि+औ=

औयू ॥ અર્થ—ईકારાંત उકારાંતની પછી औ આવે તો औ નો ई અને ऊ થાય છે. हरी, પ્ર. બહુવચન हरि+जस्=

एओजसि ॥ અર્થ—इકારાંત અને उકારાંતની પછી जस् આવે તો इ ને उ નો एકાર અને ओકાર યથાનુક્રમે થાય છે. हर+ए+अस्=हरयः । સંબોધનમાં-

धौ ॥ અર્થ—इકારાંત उકારાંત સંબોધનમાં (धि વિષયમાં) इ, उ નો एકાર ओકાર યથાનુક્રમે થાય છે. ८ हेहरे, हेहरी, हेहरयः । २ हरिम्, हरी, हरीन् । ३ हरि+टा

टानाऽस्त्रियाम् ॥ અર્થ-સ્ત્રિ લિંગ રહિત इકારાંત उકારાંત

ની પછી વિભક્તિનો **टा** આવે તો **टा** નો **ना** થાય છે. **हरिणा, हरिभ्याम्, हरिभिः । ४ हरि+ङे=**

**ङिति ॥** અર્થ–પુલ્લિંગ઼ઇકારાંતઉકારાંતનીપછી **ङे, ङसि, ङस्, ङि** આવે તો **इ**કાર અને **उ**કાર નો **ए**કાર **ओ**કાર યથાનુક્રમે થાય છે. **हर्+ए+ए=हरये, हरिभ्याम्, हरिभ्यः । ५ हरि+ङसि=हरे+ङसि–अस्=**

**ङसिङसोरस्य ॥** અર્થ–**ए**કાર **ओ**કારની પછી **ङसि** અને **ङस्** આવે તો **अ**કારનો લોપ થાય છે. **हरेः, हरिभ्याम्, हरिभ्यः । ६ हरेः, हर्योः, हरिणाम् । ७ हरि+ङि=**

**ङेरौङित् ॥** અર્થ–**इ**કાર **उ**કારની પછી **ङि** આવે તો **इ** અને **उ** નો **औ** થાય છે; તે **औ** **ङित्** સંજ્ઞક છે.

**ङितिटेः ॥** અર્થ–**ङित्** આવવાથી આગલનો **टि** લોપ થાયછે. **हरौ, हर्योः, हरिषु ।** એ પ્રમાણે **अग्नि, गिरि, रवि, कवि** ઇત્યાદિ. **उ**કારાંત **विष्णु, वायु, भानु** ઇત્યાદિ પણ એઓ સૂત્રો વડે સિદ્ધ થાય છે. **१ भानुः, भानू, भानवः । २ भानूम्, भानू, भानून् । ३ भानुना, भानुभ्याम्, भानुभिः । ४ भानवे, भानुभ्यां, भानुभ्यः । ५ भानोः, भानुभ्यां, भानुभ्यः । ६ भानोः, भान्वोः, भानूनाम् । ७ भानौ, भान्वोः,**

भानुषु । ८ हेभानो, हेभानू, हेभानवः ॥ ઇત્યાદિ. એ પ્રમાણે विष्णु, वायु ઇત્યાદિ. सखि શબ્દનો ભેદ છે. सखि+सि= સં- બોધનમાં इકારાંત उકારાંત એકવચનમાં ए અને औ યથાનુક્રમે થાય છે.

**सेर्डाधेः ॥** અર્થ-सखि શબ્દ સંબંધિન घि વર્જિત सि આ- વે તો आ(डा) થાય છે. डित् હોવાથી टि લોપ થાય છે. એટલે सखा એ પ્રથમાનું એકવચન થયું. પ્રથમાનું દ્વિવચન सखि+ औ= घि વિષયમાં डा આદેશ નથી થતો પણ एકાર આદેશ થાય છે. हेसखे.

**ऐसख्युः ॥** અર્થ-सखि શબ્દની પછી घि વર્જિતમાં सि આદિ પાંચ વચનોના પ્રત્યય આવે તો સખિ શબ્દના इને ऐકાર આદેશ થાય છે. (औકારાદિ ચારમાં; ऐકાર થાય છે. सि નો તો डा જ થાય છે.

**षष्ठीनिर्दिष्टस्यादेशस्तदन्तस्यज्ञेयः ॥** અર્થ— ષષ્ઠીએ નિર્દિષ્ટ (છઠી વિભક્તિયે કહેલ) કરેલ (કહેલ) આદેશ અં- ત્યનો જાણવો. (અંતે થાય છે એમ જાણવું.) सखि+ऐ+औ= सखायौ.

**द्विवचनस्यवावाछन्दसि ॥** અર્થ—પ્રથમા દ્વિવચનના औनो છંદમાં (વેદમાં) आ વિકલ્પે થાય છે. सखाया. પ્રથમા

બહુવચન सखि+ऐ+अस्=सखायः । २ सखायम्, सखायौ, सखीन् । ३ सखि+टा=सखि+आ=

**सखिपत्योरीक् ॥** અર્થ-सखि અને पति શબ્દની પછી टा, ङे, ङि આવે તો સખિ, પતિ શબ્દને ईक् આગમ થાય છે. કિત્ હોવાથી અંતે થાય છે. દીર્ઘ હોવાથી ना નથી થતો. सख्या આદિ પ્રયોગ સિદ્ધયર્થ કહે છે–

**आगमजमनित्यम् ॥** અર્થ-આગમથી ઉત્પન્ન થયેલ તે आगमजનું કાર્ય અનિત્ય છે, માટે ક્વચિત્ થતું નથી; એ ન્યાયથી ક્વચિત્ ईકાર આગમ નથી થતો, તેવડે કરીને सखिना, पतिना એ પ્રકારે રૂપ થાય છે. सखि+ना=सखिना, सखिभ्यां, सखिभिः । ४ सख्ये, सखिभ्यां, सखिभ्यः । ५ सखि+ङसि=

**ऋकूङे ॥** અર્થ-सखि, पति શબ્દની પછી ङसि, ङस नो (ङ)કાર આવે તો सखि, पति શબ્દને ऋक् આગમ થાય છે. सख्यृ+अस्=

**ऋतोऽड्उर्डित् ॥** અર્થ-ऋકારાંતની પછી ङसि, ङस् આવે તો ङसि, ङस् ના अકારનો उકાર થાય છે. (તે डित् છે તેથી આગળનો टि લોપ થાય છે.) सख्युः, सखिभ्याम्, सखिभ्यः । ६ सख्युः, सख्योः, सखीनाम् । સપ્તમી એક વચનમાં ङेरौडित् ઇત્યાદિ ઔકાર કરતાં सखि, पति ने ईक्

આગમ. **सख्यौ, सख्योः, सखिषु.** । अधे એ વિશેષણથી **ए** કાર **धि** વિષયમાં. **हेसखे, हेसखायौ, हेसखायः** ॥

**पति** શબ્દનો ભેદ—**पति** શબ્દની પ્રથમા દ્વિતીયાની **हरि** શબ્દવત્ પ્રક્રિયા—**पतिः, पती, पतयः । २ पतिम्, पती पतीन्** તૃતીયા આદિમાં તો **सखि** શબ્દવત્ પ્રક્રિયા-**पत्या, पतीना, पतिभ्याम्, पतिभिः ४ पत्ये, पतिभ्याम्, पतिभ्यः । ५ पत्युः पतिभ्याम्, पतिभ्यः । ६ पत्युः, पत्योः, पतीनाम् । ७ पत्यौ, पत्योः, पतिषु । हेपते, हेपती, हेपतयः** ॥

**पतिरसमासएवसखिशब्दवद्वक्तव्यः ॥** અર્થ- સમાસ રહિત જ **पति** શબ્દ **सखि** શબ્દવત્ સાધ્ય છે. સમાસાંત **पति** શબ્દની પછી **टा** આદિ સ્વર આવે તો **ना** આદિ થાય છે. **प्रजापतिना, प्रजापतिभ्याम्, प्रजापतिभिः । ४ प्रजापतये, ५ प्रजापतेः, ६ प्रजापतेः ७ प्रजापतौ ॥ हेप्रजापते, हेप्रजापती, हेप्रजापतयः** ॥ **द्वि** શબ્દ નિત્ય દ્વિવચનાંત છે. १ द्वि+औ=

॥ **षष्ठीयुक्तःछन्दसिवा** ॥ છઠી વિભક્તિવડે યુક્ત પતિ શબ્દ વેદમાં વિકલ્પથી સખિ શબ્દવત્ થાય છે. **सीतयाःपतये नमः, कुलुञ्चनांपत्ये नमः, कुलुञ्चानांपतये नमः** ઇત્યાદિ પ્રયોગ જોવાથી જણાય છે.

**त्यदादेष्टेरःस्यादौ ॥** અર્થ-**त्यद्, तद्, यद्, एतद्,**

**अदस्, इदम्, द्वि, किं, युष्मद्, असमद्**, એઓ ત્યદાદય. તે ત્યદાદ્ય શબ્દની **टि** કહેતાં અંત્યસ્વરાદિની ટિ એ પ્રકારની સંજ્ઞા પ્રક્રિયા બતાવવા માટે **टि** છે, તેની પછી **सि** આદિ વિભક્તિયો આવે તો **टि** નો **अ**કાર થાય છે. તે વડે કરીને **द्वि** નો **द्व** થયો, તેને **औ** પ્રથમા તથા દ્વિતયાના દ્વી વચનનો પ્રત્યય લાગતાં १ **द्वौ**, २ **द्वौ**, ३ **द्वाभ्याम्**, ४ **द्वाभ्याम्**, ५ **द्वाभ्याम्**, ६ **द्वयोः**, ७ **द्वयोः** ॥ **त्रि** શબ્દ નિત્ય બહુવચનાંત છે. **त्रि+अस्=त्रे+अस्=त्रयः**, २ **त्रीन्**, ३ **त्रिभिः**, ४ **त्रिभ्यः**, ५ **त्रिभ्यः** । ६ **त्रि+आम्=(नुट** સહિત **आम्** )

**त्रेरयङ्** ॥ અર્થ-**त्रि** શબ્દની પછી **नाम्** (**नुट्** સહિત **आम्**) આવે તો **त्रि** શબ્દનો તથા **त्रि** શબ્દાંતનો **अयङ्** આદેશ થાય છે.

**ङकारोऽन्त्यादेशार्थः** ॥ અર્થ-**ङ**કાર અંત્ય આદેશ માટે છે. **ङिदन्तस्यवक्तव्यः** ॥ અર્થ-**ङइत्** અંતનો કહેવા યોગ્ય છે. **त्रि+अय्+नाम्=त्रयाणाम्, त्रिषु** ॥ **कति** શબ્દ નિત્ય બહુવચનાંત ત્રણે લિંગમાં સદૃશ છે. **कति+जस्=**

**डतेश्च** ॥ અર્થ-**डति** પ્રત્યયાંત **कति** શબ્દની પર જો **जस्** **शस्** હોય તો તેનો **जस्शस्** નો લુક્ (લોપ) થાય છે. **डति** પ્રત્યયાંત હોવાથી. માટે **जस्शस्** નો લોપ કર્યો ॥ **प्रत्ययलोपेप्रत्यय**

लक्षणम् ॥ પ્રત્યયનો લોપ થયા છતાં પણ પ્રત્યય લક્ષણ બન્યુ રહેછે, આ વાક્યને દૂર કરવા નીચેનું સૂત્ર કહે છે.

**लुकिनतन्निमितम् ॥** અર્થ-લુક થયે છતે તે નિમિત કાર્ય ન થાય. ( લુક્ શબ્દવડે લોપ થયેલ હોય તેને વિભક્તિ કાર્ય થાય નહીં.)

**१ कति, २ कति, ३ कतिभीः, ४ कतिभ्य ५ कतिभ्यः ६ कतिनाम्, ७ कतिषु, ८ हेकति, कति, यति, तति,** એ બધાં એક સરખાં રૂપ જાણવાં.

## ઈકારાંત પુલ્લિંગ सुश्री શબ્દ.

**सुश्री+स्=सुश्रीः** (સારી લક્ષ્મી) પ્રથમા એકવચન. પ્રથમા દ્વિવચન **सुश्री+औ=**

**य्वोर्धातोरियुवौस्वरे ॥**અર્થ-ધાતુના ઈકાર તથા ઊકાર ની પછી સ્યાદિ **स्वर** આવે તો ई નો **इय्** અને ऊ નો **उव्** થાયછે.

**सुश्रियौ, सुश्रियः ।२ सुश्रियम्, सुश्रियौ, सुश्रियः । ३ सुश्रिया, सुश्रीभ्याम्, सुश्रीभिः । ४ सुश्रिये, सुश्रीभ्याम्, सुश्रीभ्यः । ५ सुश्रियः, सुश्रीभ्याम्, सुश्रीभ्यः । ६ सुश्रियः, सुश्रियोः, सुश्रियाम् । ७ सुश्रियि, सुश्रियोः सुश्रीषु । ८ हेसुश्रीः** સંબોધનમાં ધાતુત્વથી **धि** લોપ નથી, માટે **स्** નો વિસર્ગ થયો. **हेसुश्रियौ, हेसुश्रियः** । તેજ પ્રમાણે **सुधी** (સારી બુ-

દ્વિ શબ્દ. १ सुधीः, सुधियौ, सुधियः । २ सुधियम्, सुधियौ, सुधियः । ३ सुधिया, सुधीभ्याम्, सुधीभिः ४ । सुधिये सुधीभ्याम्, सुधीभ्यः । ५ सुधियः, सुधीभ्यां, सुधीभ्यः । ६ सुधियः, सुधियोः, सुधियाम् । ७ सुधियि, सुधियोः सुधीषु । ८ हेसुधीः, हेसुधियौ, हेसुधियः એજ પ્રમાણે ઉકારાંત स्वयंभू (પોતાની મેળે થાય છે તે) શબ્દ. १ स्वयम्भूः, स्वयम्भुवौ, स्वयम्भुवः । २ स्वयम्भुवम्, स्वयम्भुवौ, स्वयम्भुवः । ३ स्वयम्भुवा, स्वयम्भूभ्याम्, स्वयम्भूभिः । ४ स्वयम्भुवे, स्वयम्भूभ्याम्, स्वयम्भूभ्यः । ५ स्वयम्भुवः, स्वयम्भूभ्याम्, स्वयम्भूभ्यः । ६ स्वयम्भुवः, स्वयम्भुवोः, स्वयम्भुवाम् । ७ स्वयम्भुवि, स्वयम्भुवोः, स्वयम्भूषु । ८ हेस्वयम्भूः, हेस्वयम्भुवौ, हेस्वयम्भुवः ॥

सेनानी (સેનાને લઇ જાય તે સેનાની) શબ્દને અવિશેષ છે, પણ ઙસાદિમાં વિશેષ છે. सेनानी+स्=सेनानीः પ્રથમા એકવચન છે. પ્રથમા દ્વિવચન सेनानि +औ=

**य्वौवा ॥** અર્થ-ધાતુના અવયવ સંયોગ પૂર્વે જે ઈકાર ઊકાર નથી તેના અંતના, અનેક સ્વરના, કારક અવ્યય પૂર્વના, એક સ્વરના ધાતુના ઈકાર ઊકારની પછી સ્યાદિ સ્વર આવે તો ઈકાર ઊકારનો यકાર वકાર યથાનુક્રમે થાય છે. વર્ષાભૂ, પુનર્ભૂથી જુદો ભૂ શબ્દ.

તથા સુધી શબ્દ વર્જ કરીને વિકલ્પે આ ગ્રહણ હોવાથી આ કહેલ છે. सेनान्यौ, सेनान्यः । २सेनान्यम्, सेनान्यौ, सेनान्यः । ३ सेनान्या, सेनानीभ्याम, सेनानीभिः ।४ सनान्ये, सेनानीभ्याम, सेनानीभ्यः । ५ सेनान्यः, सेनानीभ्याम, सेनानीभ्यः । ६ सेनान्यः, सेनान्योः, सेनानी+आम्=

**सेनान्यादीनांवामोनुड्वक्तव्यः ॥** અર્થ-સેનાની આદિ શબ્દોના आम છઠી બહુવચનનાને नुट् આગમ વિકલ્પે કહેવા યોગ્ય છે. सेनानीनाम-सेनान्याम् । ७ सेनाना+ङि=

**आम्ङेर्नियश्च ॥** અર્થ-આ બંતની પછી इ બંતનો नी શબ્દ આવે અને તેની પછી ङि આવે તો आम् આદેશ ङि ને બદલે થાય છે. सेनान्याम्, सेनान्योः, सेनानीषु । ८ हेसेनानीः, हेसेनान्यौ, हेसेनान्यः ॥ એજ પ્રમાણે ग्रामणी ઇત્યાદિ શબ્દો છે. એજ પ્રમાણે ऊકારાંત यवलू (જવને કાપનાર) શબ્દ.

१ यवलूः, यवल्वौ, यवल्वः । २ यवल्वम्, यवलवौ, यवल्वः । ३ यवल्वा, यवलूभ्याम्, यवलूभिः । ४ यवल्वे, यवलूभ्याम्, यवलूभ्यः । ५ यवल्वः, यवलूभ्याम्, यवलूभ्यः । ६ यवल्वः, यवल्वोः, यवल्वाम् । ७ यवल्विः, यवल्वोः, यवलूषु । ८ हेयवलूः, हेयवल्वौ, हेयवल्वः ॥ એજ પ્રમાણે

वर्षाभू (દેડકો) पुनर्भू (ફરીને ઉત્પન્ન થનાર ) ઇત્યાદિ. संयोग પૂર્વના सुश्रियौ, कटप्रुवौ. એક સ્વરમાં नियौ, लुवौ. કારક અવ્યય પૂર્વથી અભાવમાં परमनियौ. ધાતુ અવ્યય પૂર્વ ईકાર ऊકારનો એ પ્રમાણે य,व નથી થતો. उन्न्यौ ग्रामण्यौ તેવડે कुधीः (ખરાબ બુદ્ધિ) कुधियौ ઇત્યાદિ. બહુ વ્રીહી સમાસમાં इय्, उव् થાય છે. ईકારાંત वातप्रमी (હરણનું નામ છે) શબ્દ. १ वातप्रमीः, वातप्रम्यौ, वातप्रम्यः । २ वातप्रमीम्, वातप्रम्यौ, वातप्रमीन् । ३ वातप्रम्या, वातप्रमीभ्याम्, वातप्रमीभिः । ४ वातप्रम्ये, वातप्रमीभ्याम्, वातप्रमीभ्यः । ५ वातप्रम्यः, वातप्रमीभ्याम्, वातप्रमीभ्यः । ६ वातप्रम्यः, वातप्रम्योः, वातप्रम्याम् । ७ वातप्रमी, वातप्रम्योः, वातप्रमीषु । ८ हेवातप्रमीः, हेवातप्रम्यौ, हेवातप्रम्यः ॥ તેજ પ્રમાણે ऊકારાંત हूहू (ગંધર્વ) શબ્દ.

१ हूहूः, हूह्वौ, हूह्वः । २ हूहूम्, हूह्वौ, हूहून् । ३ हूह्वा, हूहूभ्याम्, हूहूभिः । ઇત્યાદિ.

ऋ કારાંત पितृ (પિતા) શબ્દ. પ્રથમા એકવચન पितृ+सि=

**सेरा ॥** અર્થ-ઋકારાંતની પર सि આવેતો सि નો आ થાય છે; તે डित् છે તેથી टि લોપ થાય છે. पिता, પ્રથમા દ્વિવચન पितृ+औ=

ના पंचादीના नકારાંતમાં ईप् થતો નથી. स्वसा (બેન) तिस्र (ત્રી-જી) (ત્રણ) તથા चतस्र (ચોથી) (ચાર) ननान्दा (નણંદ) दुहिता (દીકરી) याता (જનેતા) माता (મા) એઓ સાત स्वस्रादय કહેલ છે. स्वसा, दुहिता, सीमा, पञ्च (પાંચ) सप्त (સાત) ઇત્યાદિ. ॥ मन्नतात्च ॥ मन् પ્રત્યય અંતવાલા નામથી પણ ईप् પ્રત્યય થતો નથી.

पादन्तात्स्त्रियामीब्वावक्तव्यः ॥ અર્થ—સ્રીલિંગમાં પાદઅંતને आत् અથવા ईप् કહ્યો છે द्विपदी–द्विपात् (બે પગવાળી) ऋचिपादन्तावेवक्तव्यो न ईप्। ऋचिपाद અન્તને आप् કહ્યો છે ईप् નહીં पादः–पद। द्विपदा ऋक्। ॥ अन्नंतात् बहुव्रीहौ। अन्नन्तથી બહુવ્રીહીમાં ईप् નથી. ॥ डापवा ॥ मन् अन् અંતનામથી વિકલ્પે डाप् કહ્યો છે. बहुसीमा–बहुसीमे–बहुसीमाः। (બહુસીમાવાળી) પક્ષે बहुसीमा, बहुसीमानौ, बहुसीमानः। बहुयज्वा (બહુયજનકરનારી) बहुयजत्रे, बहुयज्वाः। પક્ષે बहुयज्वा, बहुयज्वानौ, बहुयज्वानः। उपधालोपिनोऽन्नन्ताद्बहुव्रीहे रीववा। उपधालोપિ अन्नन्ताથી બહુ વ્રીહીમાં વિકલ્પે ईप् થાય છે. बहुराज्ञी, बहुराज्ञ्यौ। પક્ષે डाप्। बहुराजा, बहुराजे। પણ डाप् અભાવમાં बहुराजा, बहुराजानौ। संख्यादेदाम्नईप्। સંખ્યાદિના दाम्न શબ્દને ईप् થાય છે द्विदाम्नी। पादंतઆદિથી આરંભિને સંખ્યા આદિના दाम्न ईप् અંતસુધી સુગમ છે.

षिट्ठित्ः ॥ અર્થ-ष કાર ट કાર उ કાર ऋ કાર અનુબંધથી સ્ત્રીલિંગમાં ईप् પ્રત્યય થાય છે. षवराकी । टकुरूचरी । उगोमती, ऋ पचन्ती, पठन्ती । धातोरुदितोन। उकार અનુબંધ ધાતુથી ई प् નથી થતો-पर्णध्वत् , उखास्त्रत् ॥ अप्ययोरान्नित्यम् ॥ अप् પ્રત્યયના अ કાર आ કારથીપર शतृ પ્રત્યયને નિત્યनुम् આગમ થાયછે એવડે નુમ્ આગમ ऋपचन्ती,पठन्ती,दिव्यन्ती। वादीपोः शतुः । અર્થ-અવર્ણાંતપરનાને शतुः અથવા नुम् આગમ થાય છે. જો ई કાર તથા ईप् પરહોયતો नुदती, नुदन्ती.

नदादेः ॥ અર્થ-નદઆદિ ગણુથી સ્રિલિંગમાં ईप् પ્રત્યય થાય છે. नदी, गोतमी । नदादि આકૃતિગણ છે. તેવડે चतुर्थी, पञ्च-मी, द्वादशी, पौर्णमासी ઇત્યાદિ. ईप्यनडुहो वाम्वक्तव्यः । अनडुह् ને ईप્નો વિકલ્પે आम् કહ્યો છે अनड्वाही-अनडुही । हायनाद्वयसि च ॥ द्वयस् પરે हायना=द्विहायनी, चतुर्हायनी । पुरुषाद्वापरिमाणे । એ પુરૂષ પરિમાણમાં द्वि पुरुषी-द्वि पुरुषा અથવા परिखा ।

इन्द्रादेरानीप् च ॥ અથ-ઇન્દ્રાદિ ગણુને સ્રી લિંગમાં आनीप् પ્રત્યય થાયછે. ઈંદ્રાદિના ઇત્યાદિ શબ્દથી इन्द्र, ब्रह्म, रुद्र, भव, शर्व, मृड, वरुण આદિ. इन्द्राणी (ઇંદ્રની સ્ત્રી) ब्रह्मशब्दस्य न लोपोवाच्यः। બ્રહ્મન્ શબ્દના ननो લોપ કહ્યો-ब्रह्माणी (બ્રહ્માની સ્રી) रुद्राणी (રૂદ્રની સ્રી) मृडानी (પાર્વતી)

**वरुणानी** (વરૂણની સ્ત્રી) ચકારથી **मातुल, उपाध्याय, क्षत्रिय, आचार्य, सूर्यने** વિકલ્પે આનીપ્ પ્રત્યય થાય છે.

**आचार्यक्षत्रियाऽर्यांवास्वार्थे ॥** અર્થ-પણ આચાર્ય ક્ષત્રિય શબ્દથી સ્વાર્થમાં વિકલ્પે **आनीप्** થાય છે. માતુલ એકત્ર આનીપ્ અન્યત્ર **ईप्** થાય છે. **मातुली, मातुलानी** (મોસાળપક્ષની) એજ પ્રમાણે **उपाध्याय** એકત્ર **आनीप्** બીજે **ईप्=उपाध्यायानी–उपाध्यायी।** એજ પ્રમાણે **क्षत्रिय, सूर्य** એ એના **आचार्याणी-आचार्या, क्षत्रियाणी–क्षत्रिया, सूर्याणी–सूर्या, अर्याणी–अर्या।** પણ પુંયોગમાં **ईप्** પ્રત્યય **क्षत्रियी, आचार्यी, उपाध्यायी।** પણ સ્વયંવ્યાખ્યામાં **उपाध्याया** અહિંઆં **आप्** થયો.

**हिमारण्ययोर्महत्त्वे ॥** અર્થ-હિમ તથા અરણ્યના મહત્વમાં **आनीप्** પ્રત્યય થાય છે. **महद्धिमं=हिमानी** ( ઘણો હિમ ) **महदरण्यं=अरण्यानी** (ઘણું અરણ્ય)

**यवनाल्लिप्याम् ॥** અર્થ- યવનશબ્દને લિપિમાં **आनीप्** પ્રત્યય થાય છે. યવનોની લિપિ તે **यवनानी। यवाद्दोषे ॥** યવના દોષમાં **आनीप्** પ્રત્યય થાય છે. ખરાબ યવો તે **यवानी.**

**ईप्समाहारेगुणश्च ॥** અર્થ-સમાહાર (એક ભાવઅર્થ) માં **ईप्** પ્રત્યય થાય છે. તથા નામિનનો ગુણ થાય છે. **त्रयाणां समाहारः त्रयी ।**

**पुंयोगेच ॥** અર્થ-પુંયોગમાં સ્ત્રીલિંગમાં ईप् પ્રત્યય થાય છે. શૂદ્રની ભાર્યા **शूद्री, गणकी** (ગણકની સ્ત્રી)॥ **गोपालिकादीनां-न**॥ગોપાલિકાઆદિનાને ईप् થતો નથી **गोपालिका।** (ગોવાળણી) **पशुपालिका** (પશુપાળનારની સ્ત્રી) **सूर्याद्देवतायांचाप्।** દેવતા ર્થમાં સૂર્ય શબ્દથી **आप्** પ્રત્યય થાય છે. **सूर्यनी** સ્ત્રીદેવતા **सूर्या** અન્ય **सूरी** મનુષ્યમાં કુંતાનું નામ છે.

**जातेरयोपधात् ॥** અર્થ-જાતિવાચિન **अय**કાર ઉપધાના અકારાંતને સ્ત્રીલિંગમાં ईप् પ્રત્યય થાય છે. અસ્ત્રી વિષયથી એ પ્રમાણે કહેલ તેવડે **मक्षिका** ( માંખ ) **बलाका** ( બગલી ) ઇત્યાદિમાં ईप् નથી. ॥ **गवय हय मुकय मत्स्य मनुष्याणां न निषेधः।** ગવય (રોઝ) **हय** (ઘોડો) મુકય ( મુંગો ) મત્સ્ય (માછલું) મનુષ્ય (માણુસ) એઓને ईप्નો નિષેધ નથી. **गवयी** ઇત્યાદિ. **शूकरी** (ભુંડડી) **हंसी** (હંસનીસ્ત્રી) **कुक्कुटी** (કુકડી) **ब्राह्मणी** (બ્રાહ્મણનીસ્ત્રી) **अय**કાર ઉપધાના ગ્રહણથી **क्षत्रिया** (ક્ષત્રિની સ્ત્રી) **वैश्या** (વૈશ્યની સ્ત્રી) ॥ **शूद्राज्जातौन।** જાતિ અર્થમાં શૂદ્રની જાતિમાં શૂદ્રશબ્દથી ईप् થતો નથી. શૂદ્રનીજાતિ તે **शूद्रा।** **महत्पूर्वात्तु ईप्।** પણ મહત્ પૂર્વે શૂદ્ર શબ્દથી ईप् થાય છે. **महाशूद्री** (આભિરજાતિ) અહીરનીજાતિ છે તથા પુંયોગમાં મહાશૂદ્રની ભાર્યા **महाशूद्री.**

**प्रथमवयोवाचिनोऽतईप्वक्तव्यः ॥**અર્થ-પ્રથમ વયવાચિન (બાલ્ય અવસ્થાવાચી) અકારાંત શબ્દને સ્ત્રી લિંગમાં

ईप् प्रत्य कह्यो छे. कन्या शब्दने ईप् थतो नथी. कुमारी, किशोरी, कलभी । प्रथम वयग्रहणथी वृद्धा, स्थविरा ए प्रमाणे आदिमां ईप् नहीं पण आप् थाय छे. । वधूटी, चिरण्टी ए प्रमाणे आंहीं ईप् ज थाय छे. अकारांत ग्रहणथी शिशुः अहींआं प्रथम वयवाच्यत्व छतां पण अकारांतना अभावथी ईप् प्रत्ययनो निषेध छे.

स्वाङ्गाद्वा ॥ अर्थ-स्वअंग वाचिन स्त्री लिंगमां ईप् प्रत्यय विकल्पे थाय छे. सुमुखी वा सुमुखा (सारामुखवाळी) मृगाक्षी (हरणना जेवी आंखवाळी) तन्वङ्गी (कृषदुर्बल शरीरवाळी) वा ग्रहणथी पद्मवदन (कमळ सरखां मुखवाळी) इत्यादिमां ईप् थतो नथी. सारां छे अंग जेनां तेस्वाङ्गम् । पोताना प्राणिना अंग ते स्वाङ्ग कहेवामां अंगाअंगि भाववडे ज्ञानादिपण स्वअंग थाय तेथी स्वअंग लक्षण कहे छे. प्राणिस्थ मद्रवं मूर्त्तं स्वाङ्गं स्याद विकारजम् ॥ तत्रदृष्टमतत्स्थं चतत्स्थितं तद्वच्चतादृशि ॥ प्राणिस्थं चेतन शरीरमां वर्तमान, प्रस्वेदादि रहित, अकार सहित, सोजाआदि विकार रहित ते स्वांग होय छे. फरी पूर्वे त्यां प्राणिमां दृष्ट पाछळ जे अंतस्थ अप्राणिस्थ होय तेपण स्वांग छे, अने तद्वत् प्राणिना तुल्य प्राणिसदृशमां अप्राणीमां पण स्थित होय छे तेपण स्वांग छे. जे अप्राणिस्थद्रवरूप अमूर्त अरूप विकारथी उत्पन्न ते स्वांग नथी. पूर्वार्धे प्रति उदाहरण सुमुखा, शाला, अप्राणिस्थ होवाथी.। सु-

स्वेदा દ્રવત્વથી. ।सुज्ञाना અમૂર્તથી. ।सुशोफा વિકારજત્વથી. । ઉત્તરાર્ધના ઉદાહરણો-सुकेशी-सुकेशा અથવા रथ्या અપ્રાણિસ્થ પણ પ્રાણિને જોવાથી, । सुस्तनी-सुस्तना અથવા प्रतिमा પ્રાણિવત્ પ્રાણિ સદૃશમાં રેહેવાથી. । સ્વાંગત્વમાં પણ वा શબ્દનો વ્યવસ્થિત વાચિ હોવાથી. । ओष्ठा દિમાં વિકલ્પ છે. । वदनादिમાં ईप् કહ્યો નથી बिम्बोष्ठि-बिम्बोष्ठा, चारुकर्णी-चारुकर्णा। समदन्ती-समदन्ता, चन्द्रवदना, मृगनयना ।। नखमुखयोश्च संज्ञायांनेप् । નખમુખ સંજ્ઞામાં ईप् થતો નથી. शूर्पनखा, गौरमुखा । नाशिकाशब्दात्केवलान्नेप् કેવલ નાસિકા શબ્દને ईप् થતો નથી. नासिका । (નાક)

कृदिकारादक्तेरीबवावक्तव्यः ।। અર્થ-કૃદંતની इકારથી પર (अक्तेः) क्ति પ્રત્યય વર્જિત इકારથી પરને ईप्પ્રત્યય વિકલ્પે થાય છે. आगि, रागि, अगि ગત્યર્થ ધાતુ ।।ध्वादेरुलिङ्। સૂત્રથી उालि પ્રત્યય अङ्गुली-अङ्गुलिः, धूली धूलिः, अज ગતિ તથા ક્ષેપણમાં ઉણાદિમાં इण् પ્રત્યય णि ત્વથી વૃદ્ધિ(स्वर०)=(સંગ્રામછે) आजी-आजिः । अक्तेः એ પ્રકારે વિશેષણથી कृतिः, भूतिः। क्ति પ્રત્યયથી ईप् ન થયો.

ऐचमन्वादेः ।। અર્થ-मनु આદિગણને સ્ત્રીલિંગમાં ईप् પ્રત્યય થાય છે તથા અંતસ્વરને ऐकार આદેશ થાય છે. चકારથી मनु સંબંધિનના उકારનો औकार વિકલ્પે થાય છે તેથી आन् । આદિ શબ્દથી

मनु, अग्नि, वृषाकपि, पूतक्रतु, कुसित कुसिद એઓ આ[illegible] છે. મનુની ભાર્યા मनायी-मनावी, અહીંઆં વિકલ્પવડે પક્ષે मनुः। अग्नि ની ભાર્યા अग्नायी, પવિત્ર કરવાવાળો જે એ પ્રકારે पूतक्रतुः, पूतक्रतोर्भार्या પવિત્ર કરનારની ભાર્યા पूतक्रतायी. ઇઆદિ. वृषाकपि ની ભાર્યા वृषाकपायी કુસિતરૂપિની ભાર્યા कुसितायी, कुसीदः વૃદ્ધ જીવક તેની ભાર્યા कुसीदायी.

**पत्न्यादयः ॥** અર્થ—પત્નીઆદિશબ્દો નિપાત છે. પાણીગ્રહણકર્તા પતિ તેની સ્ત્રી पत्नी. भर्तृ યોગમાં એ પ્રમાણે છે. અન્યત્ર गवांपतिः स्त्रीः। સમાન પતિ જેનો તે सपत्नी। भर्तृ યોગમાં એ પ્રમાણે. अन्तर्वत्नी। અન્યત્ર अन्तर्वती। पतिपत्नी सभर्तृका भर्तृसાથે। અન્યવડે पतिमती। सखी अशिश्वी (વંઝા) अर्धजरती (આધેડ) युवती। પ્રથમ સૂર્ય પૂજે છે જેમાં તે प्राची (પૂર્વદિશા) पश्चादञ्चतियस्यां પાછળ પૂજે છે જેમાં તે प्रतीची (પશ્ચિમદિશા) उदीचा ઉત્તરદિશા) नृशब्दને णीप् પ્રત્યય થાય છે. णीपिपरे नुर्वृद्धिर्वाच्या। नृशब्दનીપર णीप् આવે તો नृने વૃદ્ધિ થાય છે. नारी। અકારાંત दारશબ્દ નિત્ય બહુવચનાંત પુલિંગમાં કલત્રવાચી તે કારણ માટે आप् પ્રત્યય ईप् પ્રત્યય થતો નથી. પણ १ दाराः २ दारान्, ३ दारैः, ४ दारेभ्यः, ५ दारेभ्यः, ६ दाराणां, ७ दारेषु, हदाराः देव શબ્દના બહુવચન માફક સાધ્યછે.

**वोर्गुणात् ॥** અર્થ-ગુણવાચીન उકારાંતને સ્રીલિંગમાં વિકલ્પે ईप् પ્રત્યયથાય છે. **पट्वी-पटुः, मृद्वी-मृदुः, तन्वी-तनुः।** '**खरुसंयोगोपधान्न**' ખરૂ સંયોગ ઉપધાથી ईप् થતો નથી **खरुः पाण्डुः**

**उतऊः ॥** અર્થ-उકારાંત મનુષ્યજાતિથી સ્રીલિંગમાં ऊપ્રત્યય થાય છે. **पङ्गुः-पङ्गूः। वामोरुः-वामोरूः** वा શબ્દથી **रज्जु** આદિમાં થતો નથી. **रज्जुः** (દોરડી) **धेनुः** (ગાય)

**यूनस्तिः ॥** અર્થ-યુવન્‌શબ્દને સ્રીલિંગમાં **ति**પ્રત્યય થાય છે. **युवतिः** અજાથી **युवति** પર્યંત એઓને નામસંજ્ઞાથી સિઆદિ વિભક્તિ લાગે છે. **। आबन्तादापः** એ પ્રકારે **सिलोप । ईबन्ताद्धसेपः सेलोपः ।** ત્યાં આબંત ગંગાવત્, ईબંતનદીવત્, इકાર उકારાંત બુદ્ધિ **रज्जु**વત્, ऊકારાંત **वधू**વત્ એ પ્રમાણે સ્રી પ્રત્યયો છે.

---

## હવે વિભક્ત્યર્થનું નિરૂપણ કરે છે. કારક.

**लिङ्गार्थेप्रथमा ॥** અર્થ-ધાતુ પ્રત્યયથી અતિ રિક્ત (જુદા) અર્થવત્ શબ્દ રૂપલિંગ તેના અર્થમાંજ પ્રથમા વિભક્તિ થાય છે. **लिंगार्थेप्रथमा** આસૂત્રના આ ઉદાહરણોછે. **उच्चैः**(ઉંચે) **नीचैः** (નીચે) ઇત્યાદિ. સકલકારક ભેદ શૂન્ય વસ્તુ સત્તા । લિંગાદય પણ પ્રથમાર્થા એમ કેટલાક કહે છે. આદિ શબ્દથી લિંગ, વચન, પરિમાણ માત્રમાં પણ પ્રથમા થાય છે. **कृष्णः** (કૃષ્ણ) **श्रीः** (લક્ષ્મી) **ज्ञान-**

म् (જ્ઞાન) વચનમાં **एकः द्वौ** (બે) **बहवः** (બહુ) પરિમાણુમાં **खारी, द्रोणः, आढकम्** આઠ મુઠી બરાબર કિંચિત્, આઠ કિંચિત્ બરાબર ૧ પુષ્કલ, ચાર પુષ્કલ બરાબર એક આઢક, ચાર આઢક બરાબર એક દ્રોણ, સોલ દ્રોણ બરાબર એક ખારીછે. **तत्सद्ब्रह्म. तत्** એ પ્રકાર જ્ઞાનદષ્ટિગોચર **सत्** ત્રણે કાળમાં નિત્ય એ પ્રકારના બ્રહ્મજ્ઞાન સ્વરૂપ વર્તમાન્ અથવા અવિનાશી પ્રધાનં એ પ્રકારે બ્રહ્મ. **परब्रह्म** છે. **तत् सत् ब्रह्म** ત્રણે સ્થાનમાં પણ નપુંસકલિંગ પ્રથમાનું ઉદાહરણ છે.

**रवि रिव राजतेराजा, रोपात् कुमारी रोरूयते । बोभुज्यते भुवं भूपालः, प्रागास्तांराम लक्ष्मणौ ॥ १ ॥ मनसिवचसिकाये पुण्यपीयूषपूर्णा, स्त्रिभुवन मुपकारश्रे णिभिः प्रीणयन्तः ॥ परगुण परमाणून् पर्वती कृत्यानित्यं । निजहृदिविकसन्तः सन्ति सन्तः कियन्तः ॥ २ ॥ कुमाराः शेरते स्वैरं रोरूयन्ते च नारकाः । जेगीयन्ते च गीतज्ञा, मेम्रियन्तेरुजार्दिताः ॥ ३ ॥**

સૂર્યની માફક રાજા શોભે છે અહિંઆં **राजा** પુલિંગમાં પ્રથમા એકવચન ઉદાહરણ છે. કુમારી રોષથકી અતિ રોવે છે. **कुमारी** સ્ત્રીલિંગ પ્રથમા એકવચન ઉદાહરણ છે. રાજા પૃથ્વીને અતિશય વડે પાળે છે. અહિં **भूपालः** પુલ્લિંગ પ્રથમા એકવચન ઉદાહરણ છે. રામ તથા લક્ષ્મણ એ બે પૂર્વ હતા. **रामलक्ष्मणौ** એ પુલિં.

ગ પ્રથમા દ્વિવચનનું ઉદાહરણ છે. ॥ ૧ ॥ સંતજનો છે તે મનમાં વાણીમાં શરીરમાં પુણ્યરૂપી અમૃતથી પૂર્ણ છે ત્રિભુવનના ઉપકારની શ્રેણીવડે ખુશી છે. જેઓ પોતાના હૃદયનેવિષે પરગુણપરમાણુરૂપને મેરૂતુલ્ય પર્વતતુલ્ય કરીને હમેશ જુએ છે તેઓને સંત જનો કહ્યા છે. **संतः सज्जनाः कियन्तः सन्ति.** સંતસજ્જન કેટલાછે. બાળકો પોતાની ઇચ્છાએ સુવે છે. નારકી જનો અતિ રોવે છે. ગીતને જાણનારા અતિ ગાય છે. રોગી રોગવડે પીડાયેલા પુરૂષો અતિશય વડે મરે છે. **सन्तः, कुमाराः, नारकाः, गीतज्ञाः, रुजार्दिताः,** એઓ પુલ્લિંગ પ્રથમા બહુવચનનાં ઉદાહરણો છે. ॥ ૩ ॥

**आमन्त्रणेच ॥** અર્થ—આમંત્રણમાં અભિમુખીકરણમાં અર્થાત્ સંબોધનમાં પ્રથમા વિભક્તિ થાય છે. **मांसमुद्धरगोविंद प्रसीद परमेश्वर ॥ कुमारौस्वैरमासाथां क्षमध्वं भोतपस्विनः ॥** હે ગોવિન્દ તું મને ભવસાગરથી ઉદ્ધાર (તાર) હે પરમેશ્વર તું પ્રસન્ન થા. હે બે કુમારો તમે બે સુખેથી બેસો. હે તપસ્વિઓ તમે ક્ષમા કરો. અહિંયાં **गोविंदः परमेश्वर,** પ્ર. એ. **कुमारौ** પ્રથમા દ્વિવચન **तपस्विनः** પ્રથમા બહુવચન છે.

**भोस् भगोस् अघोस् ॥** અર્થ-**भोस्, भगोस्, अघोस्,** એઓ શબ્દો **धि** વિષયમાં (સંબોધનમાં) નિપાત છે. **भवत् भगवत् अघवत्** શબ્દોના **भोस्, भगोस् अघोस्** એ પ્રકારે એઓ શબ્દરૂપ ત્રણે ક્રમવડે નિપાત થાય છે. **भो** એ આમંત્રણ અ-

થેમાં, **भगो** એ પૂજ્ય આમંત્રણમાં, **अघो** એ પાપજન વાચિન છે. ઉદાહરણ **क्षमस्व भोदुराराध्य भगोस्तुभ्यं नमोऽस्तुते । अधीष्वभोमहाप्राज्ञघातयाघोः स्वघस्मरम् ॥** હે દુઃખવડે સેવવા યોગ્ય આપ ક્ષમા કરો. હે અસ્તુતે વચન ગોચર હે ભગવાન તને (તારે માટે) નમસ્કાર છે. હે મહા પ્રાજ્ઞ (મહાન છે બુદ્ધિ જેની તે) તું ભણ. હે અઘો હે પાપીષ્ઠ પોતાના પાપને અથવા કાલને નાશ કર. એ પ્રકારે શ્લોકાર્થ છે. એ પ્રમાણે પ્રથમાર્થ કહીને દ્વિતીયાદિ બાકીની વિભક્તિ કહે છે.–

**इति प्रथमा** એ પ્રકારે પ્રથમા વિભક્તિ છે.



## બીજી વિભકિત.

**शेषाःकार्ये कर्तृसाधनयोर्दानपात्रेविश्लेषावधौसंबंधे आधारज्ञावयोः ॥** અર્થ–પ્રથમા સિવાયની બીજી ૭ વિભકિત કાર્યઆદિ છમાં યથા ક્રમથી થાય છે. કર્તા સાધનમાં, દાનપાત્રમાં, વિશ્લેષઅવધિમાં, સંબંધ, આધાર ભાવમાં, બાકી વિભકિતયો દ્વિતીયાદય ૬ છ એઓ અર્થોમાં થાય છે. (કાર્યે કર્મમાં દ્વિતીયા, કર્તા અને સાધન (કરણ) માં તૃતીયા, દાનપાત્રમાં ચતુર્થી, વિશ્લેષઅવધિમાં પાંચમી, સંબંધે છઠી, આધાર અને ભાવમાં સાતમી વિભકિત થાય છે.) એ સંક્ષેપ અર્થ છે. હવે વિસ્તરાર્થ કહે છે–કાર્યમાં, કર્મકારકમાં, ઉત્પાદ્યમાં, આપ્યમાં, સંસ્કા·

ર્થમાં, તથા વિકારાર્થમાં બીજી વિભકિત થાય છે. **कर्तुरीप्सिततमं कर्म ।** કર્તાને ક્રિયાવડે મળીને અત્યંત પ્રિયકારને કર્મ સંજ્ઞા થાય. જેમ **हरिंभजति** હરિને ભજે છે **युक्तंचानीप्सितम् ।** અત્યંત ઇચ્છેલ માફક ક્રિયાવડે યુક્ત અનીપ્સિત પણ કારકને કર્મ સંજ્ઞા થાય છે. તે અનીપ્સિત બે પ્રકારનું છે. **द्वेष्य** (દ્વેષ કરવા યોગ્ય) તથા **इतर** (બીજુ) **विषंभुङ्क्ते** (વિષને ખાય છે) **ग्रामंगच्छंस्तृणं स्पृशति** ( ગામને ગામ જઇને તૃણને અડકે છે. ) તે કર્મકારક ચાર પ્રકારનું છે. **उत्पाद्यं, आप्यं, संस्कार्यं,** તથા **विकार्यं,** ઉત્પત્તિ યોગ્ય **उत्पाद्यं** છે. અથવા જે થઇને થશે તે **उत्पाद्यं** છે, જે સિદ્ધ જ પ્રાપ્ત છે તે **आप्यं,** સંસ્કાર કર્યા છે તે સંસ્કાર્ય. **संस्कार** કેહેતાં પૂર્વ કર્મથી ઉત્પન્ન થયેલ ગુણ, વાકદાપિ ગુણાતિશયમાં, વા ગુણાધાન, વામલાપકર્ષ એ પ્રમાણે ચાર પ્રકારે. સંસ્કારને યોગ્ય છે તે **संस्कार्यम् , विकार** કેહેતાં પૂર્વાવસ્થા પરિત્યાગવડે અવસ્થાંતર પ્રાપ્તિ. એ પ્રમાણે ચાર પ્રકારના કર્મકારકમાં બીજી વિભકિત થાય છે.

**कटंकरोति कारुको रूपंपश्यति चाक्षुषः । राज्यं प्राप्नोति धर्मिष्ठः सोमंसुनोति सोमपाः ॥** (ઉત્પાદ્યકાર્ય) કારીગર ચટાઇને કરે છે, (આપ્ય) નેત્રવાનરૂપને જુવે છે, (સંસ્કાર્ય) એ દ્વિતીયા છે. ધર્મિષ્ઠ રાજ્યને પામે છે. સોમરસપીનાર સોમપા બ્રાહ્મણ સોમવલ્લીને કુટે છે. (વિકારાર્થ) આથી **सोमं कटादिकं** ઉત્પાદ્યાદિ

ચાર પ્રકારનું કર્મ છે । **गुणातीशय संस्कार्यं** જેમ **व्रीहीन् यवान् वा प्रोक्षति** ડાંગર અથવા ગવોને પ્રોક્ષણ કરે છે. પ્રોક્ષણવડે ડાંગરમાં કશ્ચિદ્દગુણાતિશય ઉત્પન્ન થય છે. ગુણાધાનમલાપકર્ષનું ઉદાહરણ-**वस्त्रं रञ्जयति देवदत्तः** । દેવદત્ત વસ્ત્રને રંગે છે. **रजको वस्त्रं क्षालयाति** । ધોબી વસ્ત્રને ધુવે છે.

**अभिसर्वतसोः कार्याधिगुपर्यादिषुत्रिषु । द्वितीयाम्रेडितान्तेषुततो ऽन्यत्रापिदृश्यते ॥** **अभि** તથા **सर्व** તે એના અર્થ યોગમાં છઠી અર્થમાં બીજી વિભક્તિ કરવી એ પ્રમાણે યોગ. **धिक्** અર્થે પણ **धिक्** શબ્દના યોગમાં પણ બીજી વિભક્તિ કરવી. ઉપર્યાદિ ત્રણમાં એ પ્રકારે **उपरि, अधिः, अधः** એ પ્રકારે ત્રણ અવ્યય પ્રયુજ્યમાનમાં બીજી વિભક્તિ કહી છે. **आम्रेडितान्तेषु** બેવાર ઉચ્ચારીત તે આમ્રેડિત છે. તે આમ્રેડિતમાં બીજી વિભક્તિ થાયછે. તે થકી અન્યત્ર પણ બીજી વિભક્તિ દેખાયછે. **अभितो ग्रामं** (ગામની પાસે સમીપ નદી વહે છે,) **सर्व तो ग्रामं नदी वहति** ( ગામની સર્વ તરફ નદી વહે છે. ) **धिग्देवदत्तं, देवदत्तस्याधिक्** (દેવદત્તને ધિકાર છે) **उपर्यध्यधसः सामीप्ये** (**उपरि, अधि, अधः** ની સામીપ્યમાં બીજી થાય છે. ) **सामीप्य**માં બે છે. **दे**શથી અને **काल**થી સામીપ્ય બે પ્રકારે છે. **तस्य परमाम्रेडितम्** દ્વિરુક્તની પરના રૂપને આમ્રેડિતસંજ્ઞા થાય છે **उपर्युपरिपुरोहितंयाचकाः पतन्ति** (યાચકો પુરોહિતના ઉપરા ઉપરી પડે છે.) **अधो ऽ**

धोनगरं निधानानि सन्ति ( નગરને નીચે નીચે નિધિયો છે. ( નિધાન છે. ) परितः समया निकषाहाના પ્રતિયોગમાં પણ બીજી વિભક્તિ થાય છે. परितः कृष्णं गोपाः કૃષ્ણના ચારે તરફ ગોપ છે. । निकषा समया सामीप्ये (સામીપ્યમાં) બીજી થાય છે. समया ग्राम मुपनानिवर्तन्ते ગામની (સમીપ) પાસે ઉપવનો છે. निकषाग्रामं निहतः शत्रुः ગામની પાસે શત્રુને હણ્યો. (ગામના સમીપ શત્રુ માર્યો ગયો,) हा कृष्णाभक्तम् ( હા કૃષ્ણના અભક્ત ને, કૃષ્ણના અભક્તોનો શોચ કર્તવ્ય છે) તેનો शोच्यत (દિલગીર) એ પ્રમાણે અર્થ-बुभूक्षितं न प्रतिभाति किंचित् ( ભુખ્યા ને ) બુભુક્ષિતને કાંઇ સારૂં લાગતું નથી. लक्षणेत्थं भूताख्यान भागवीप्सासु प्रतिपर्य नवः ॥ એઓ અર્થમાં વિષયભૂતમાં प्रत्यादयः કર્મ પ્રવચનીય સંજ્ઞા થાય છે. कर्म प्रवचनीययुक्ते द्वितीया ॥ એના યોગે દ્વિતીયા થાય ( કર્મ પ્રવચનીય યુક્તમાં બીજી વિભક્તિ થાય. લક્ષણમાં દ્વિતીયા થાય वृक्षं प्रतिपर्यनुवा विद्योततेविद्युतइत्थं भूताख्याने ( ઇત્થં ભૂતાખ્યાનમાં ) भक्तो विष्णुं प्राति पर्यनुवा. भागे (ભાગમાં) लक्ष्मी हरिं प्राति पर्यनुवा हरेर्भाग. विप्सायाम् ( વિપ્સામાં ) वृक्षं वृक्षं प्राति पर्यनुवा संचरति ॥

**कालाध्वनोर्नैरन्तर्ये ॥** અર્થ-અવિચ્છિન્ન સંયોગત્વતે નૈરંતર્ય છે. કાલ દિવસમાસાદિ, મારગ વાચક ક્રોશ યોજનાદિ ને નૈરંતર્ય અર્થમાં દ્વિતીયા થાય છે. **मासमधीते देवदत्तः** (દેવદત્ત (મહિનો ભર, માસ ભર) મહીનો નિરંતર ભણે છે.) **क्रोशं पर्वतः** ક્રોશભર નિરંતર પર્વત છે. ( ક્રોશે ક્રોશે નૈરંતર્ય પર્વત છે ) **नैरन्तर्यकिम्** ( નૈરન્તર્ય કેમ ? ) **मासस्याद्विरधीते** મહિનાના બે દિવસ ભણે છે, ( માસના બે અધ્યયન છે. માસમાં વા દશ દિવસો ને ભણે છે ) **क्रोशस्य एक देशे पर्वतः** ( ક્રોશના એક દેશમાં પર્વત છે. ક્રોશના એક તરફ પર્વત છે.

**इति द्वितीया** ( એ પ્રમાણે બીજી વિભક્તિ કહે છે. )

---

## હવે ત્રીજી વિભક્તિ કહે છે.

**कर्त्तरि प्रधाने क्रियाश्रये साधनेच ॥** અર્થ-ક્રિયાના આશ્રય પ્રધાન (કર્તરિ) કર્તામાં અને ક્રિયાના સિદ્ધ ઉપકારક કરણ અર્થમાં તૃતીયા વિભક્તિ થાય છે. ( કર્તા વિષયમાં તૃતીયા, મુખ્ય ક્રિયાના આશ્રયમાં મુખ્ય વૃતિના કાર્યના કારકમાં ઉત્પાદકમાં એ પ્રમાણે કર્તરિ તૃતીયા, સાધનમાં પણ તૃતીયા વિભક્તિ થાય છે. સાધનમાં કેવી રીતે થાય? ક્રિયા સિદ્ધ ઉપકારકમાં કાર્યના સહાય કારકમાં, ફરી કરણ નામ કારકમાં સાધનમાં પણ તૃતીયા થાય છે. જે પ્રધાન ભૂત હોય ક્રિયાના આશ્રય ભૂત સ્વતંત્રપણે ક્રિયામાં કરવાને પ્રવૃત તે કર્તા તેના અર્થમાં તૃતીયા થાય.

રામે લોકોને રોવરાવવાવાળા રાવણને બાણવડે ભેદ્યો, રાવણ વાનરોના નખવડે વિદીર્ણ થયો છે તોપણ ફરી યુદ્ધ કરે છે.

**भिन्नःशरेण रामेण रावणो लोकरावणः । कराग्रेण विदीर्णोपिवानरैर्युध्यते पुनः ॥ शरेण** એ સાધનમાં તૃતીઆ **रामेण**એ કર્તરિ તૃતીયા ઉદાહરણાંતર કહે છે. રાવણ વાનરોએ નખવડે ફાડેલો પણ ફરી ફરીને લડે છે. અહીંયાં **वानरै** એ કૃતપદ છે. **कराग्रेण** એ સાધનપદ છે બેયમાં તૃતીયા છે. **कराग्रेण** એ અહિંઆં જાતિમાં એકવચન છે. રામે લોકોને રોવરાવે છે એવો રાવણવાનરોએ નખવડે વિડારેલો છે તોપણ ફરી ફરીને લડે છે એ જોઈને બાણવડે રાવણને ભેદ્યો **विना, सह,** ઇત્યાદિના અર્થમાં પણ તૃતીયા થાય છે.

**प्रकृत्यादिभ्यः ॥** અર્થ–પ્રકૃતિઆદિથી શબ્દોથી તૃતીયા થાય છે. **प्रकृत्या चारुः** (પ્રકૃતિયે ઠીક છે) **प्रायेणअलसः** ( પણેંકરીને આલસુ છે) **सुखेन याति** (સુખવડે જાય છે. સુખે જાય છે પામે છે) **गोत्रेणगार्ग्यः** (ગોત્રવડે ગાર્ગ્ય છે.)

**इति तृतीया** એ પ્રમાણે તૃતીયા વિભક્તિ છે.

**दानपात्रे संप्रदानकारके चतुर्थी ॥** અર્થ— દાનના પાત્રમાં (સમ્યક્ શ્રેય બુદ્ધિવડે દે છે જેને (જેને માટે) તે સંપ્રદાનકારક તેમાં ચતુર્થી વિભક્તિ થાય છે. **वेदाविदे गांददाति** (વેદ જાણનારને (જાણનારને માટે) ગાય દે છે.) વેદ જાણનાર

દાનનું પાત્ર છે તેથી **वेदविदे** એ ચતુર્થી છે. બીજો સંપ્રદાન કારકમાં **राज्ञो दण्डंददाति** (રાજા દંડ દે છે. **रजकस्य वस्त्रं ददाति** (ધોબીના વસ્ત્ર લુગડાં દે છે. અહિં આ ચતુર્થી થઇ નહીં. **ददाति दण्डं पुरुषो महीपतेर्न चातिभक्त्या।** પુરૂપ રાજાનો દંડ દે છે. અતિ ભક્તિવડે નહીં તેમ દાનની કામનાવડે પણ નહીં. **नचदानकाम्यया ॥ यद्दीयते वासनयासुपात्रे तत्संप्रदानं कथितं कवीन्द्रैः ॥** કવિઓએ જે વાસનાવડે સુપાત્રને અર્થ અપાય છે તે સંપ્રદાન કહેલ છે પણ જે પુરૂપ અતિભક્તિ રહિત તથા દાન કામનાએ રહિત રાજાનો દંડ આપેછે તે સંપ્રદાન નથી. (અનુક્તદાન પાત્રમાં ચતુર્થી) **अनभिहितमां** એ પ્રકારે-(અનુકતદાન પાત્રમાં ચતુર્થી) ઉકતમાં પ્રથમા **दानीयो विप्रः** (વિપ્ર દાન કરવા યોગ્ય છે) બ્રાહ્મણ દાનના યોગ્ય છે એમાં પ્રથમા થઇ. કવચિત્ સમ્યક શ્રેયની બુદ્ધિવડે લક્ષણના અભાવમાં પણ ચતુર્થી થાય છે-**व्याजेनरघवे करम्** ( વ્યાજ કરીને (વડે) રઘુને અર્થ કરને દે છે) એ પ્રમાણે મહા કવિ પ્રયોગ તેદર્શનથી. સંપ્રદાન ત્રણ પ્રકારે છે. **प्रेरकं, अनुमन्तृ**, તથા **अनिराकर्तृ**, એ રીતે ત્રણ પ્રકારનુ છે.

**त्यागेन कर्मणा व्याप्तं प्रेरकं चानुमन्तृच । अनिराकर्तृ चेत्येतत् संप्रदानं त्रिधास्मृतम् ॥** ત્યાગવડે, કર્મવડે વ્યાપ્ત સંપ્રદાન પ્રેરક, અનુમન્તૃ, તથા અનિરાકર્તૃ એ પ્રકારે એ સંપ્રદાન ત્રણપ્રકારે સાંભળ્યું છે. દેહિ તું દે **इति** (એ પ્રકારે) પ્રેરયતિ (પ્રેરે

છે) તે પ્રેરક, જેમ बटवे भिक्षांददाति (બટુકને (બટુકને માટે) ભિક્ષા દે છે.) ॐ स्वस्ति । ॐ भवातिमातः भिक्षांदेहि જ્યારે એ પ્રમાણે (માગ્યું) પ્રેરણા કરી ત્યારે માતાએ ભિક્ષા દીધી એ પ્રેરક સંપ્રદાન છે. પણ જે આ હું દઉં છું એ પ્રમાણે કહીને અનુમાન કરીને તે अनुमन्तृ જેમ शिष्यो गुरवे गांददाति ॥ શિષ્ય ગુરૂને ( ગુરૂને માટે ) ગાય ( ગાયને ) દે છે. પણ જે નથી અનુમાન કરતો નથી નિરાકરણ કરતો તે निराकर्तृ જેમ सूर्यायार्घ्यं ददाति (સૂર્યને (સૂર્યને માટે) અર્ઘ્ય ( અર્ઘ્યને ) આપે છે. क्रियया यमभि प्रैति सोऽपि संप्रदानम् । ક્રિયાવડે કર્તા જેને आभि प्रैति સંબંધને પ્રાપ્ત (પામેછે) તેમાં ચતુર્થી વિભક્તિ થાયછે. पत्येशेते(પતિને (પતિને માટે) સુવે છે.) શયનક્રિયાવડે પતિને પ્રાપ્ત થાય છે. એના આભિમુખ્યવડે पत्ये ચતુર્થી થઇ.राज्ञेकरंददाति દાન ક્રિયા કરીને રાજાને પ્રાપ્ત થાય છે. એથી राज्ञे ચતુર્થી થઇ.

इतिचतुर्थी એ પ્રમાણે ચોથી વિભક્તિ છે.

विश्लेषावधौ पञ्चमी ॥ વિશ્લેષ-વિભાગ તેમાં જે અવધિ તે ચલપણાવડે અથવા અચલપણાવડે કહેલ તે અપાદાનમાં પાંચમી વિભક્તિ થાય છે. विश्लेषः કેહેતાં સંયોગપૂર્વક વિભાગ. । આધાર આધેયની મધ્યે આધારત્વવડે જણાય તે અવધિ । જેમાં ધારણ કરાય છે તે आधार । ધારણ કરવાને યોગ્ય તે आधेय છે. । धावतोऽश्वाद् पतत् (દોડતા ઘોડાથી પડયો) अश्वात्

એ તેનો અવધિ આશ્રય, ધાવત એ આની ચલન ક્રિયાકારિત્વ હો- વાથી **चलतया** કહેલી અવધિછે. **भूभृतोऽवतरतिगङ्गा** (હિમાલય પર્વત થકી ગંગા ઉતરે છે નીકળેછે) અહિંઆં અવતરણાત્મક વિશ્લેષ । ભૂભૃત એ સ્થિર અવધિ । અવતરણ ક્રિયા વિશિષ્ટ ગંગાનો વિ- શ્લેષાવધિભૂત ભૂભૃત છે.

**इति पञ्चमी** એ પ્રકારે પાંચમી વભક્તિ છે.



**संबन्धेषष्ठी ॥** અર્થ-સંબંધમાં છઠી વિભક્તિ થાય છે. સંબંધ બે પ્રકારનો છે ૧ ક્રિયાકારક ૨ દ્રવ્યગુણ. ક્રિયાકારક બે પ્ર- કારનો વિશેષ ૧, સામાન્ય ૨, વિશેષમાં દ્વિતીયાદિ અને સામાન્યમાં છઠી વિભક્તિ થાય છે.

**भेद्य भेदकयोः श्लिष्टः संबन्धोऽन्योन्यमुच्यते। द्विष्ठोयद्यपि संबन्धः षष्ठ्युत्पत्तिस्तु भेदकात् ॥ भेद्यं विशेष्य मित्याहु र्भेदकंतु विशेषणम् । विशेष्यंतु प्रधानं स्याद प्रधानं विशे- षणम् ॥** ભેદ્ય ભેદકનો શ્લિષ્ટ સંબંધ અન્યો અન્ય કહ્યો છે. **द्विष्ठ** પણ સંબંધ છઠીની ઉત્પતિના ભેદકથી છે. **भेद्य** ને વિશે- ષ્ય એ પ્રમાણે કહે છે, ભેદકને વિશેષણ કહે છે. વિશેષ્ય પ્રધાન હોય અપ્રધાન વિશેષણ છે. પ્રધાન અપ્રધાનની મધ્યે અપ્રધાનમાં છઠી વિભક્તિ થાય છે. ક્રિયાન્વયિ પ્રધાન, ક્રિયાનન્વયિ અપ્રધાન

**राज्ञः सपुरुषो ज्ञेयो पित्रोरेतत्प्रपूजनम् । गुरूणां वचनं पथ्यं**

**कवीनां रसवद्वचः** ॥ તે પુરૂષને રાજા સંબંધી જાણ, (આ સ્વામી સેવક ભાવ સંબંધ) પિતા માતા સંબંધિ એ તે પૂજા સામગ્રી છે (આ પૂજ્ય પૂજકભાવ સંબંધ). ગુરૂ સંબંધિન વચન હિતકારક છે. (આ બોધ્ય બોધક સંબંધ છે) કવિના વચન રસયુકત મીષ્ટ છે. (આવાચ્ય વાચક ભાવ સંબંધ છે) સેવ્ય સેવક ભાવ સંબંધ, પૂજ્ય પૂજક ભાવ સંબંધ, બોધ્ય બોધક ભાવ સંબંધ, વાચ્ય વાચક ભાવ સંબંધ એ પ્રમાણે સંબંધ ચાર પ્રકારનો છે.

**इति षष्ठी** એ પ્રમાણે છઠી વિભકિત છે.



**आधारे सप्तमी ॥** અર્થ–આધારમાં સપ્તમી વિભકિત થાય છે. આધારનામ અધિકરણનું છે. છ પ્રકારનું અધિકરણ છે. **औपश्लेषिकं, सामीपिकं, अभिव्यापकं, वैषयिकं, नैमित्तिकं,** તથા **औपचारिकं** એ પ્રમાણે ષડ્ વિધ છે. **औपश्लेषिकं** ત્રણ પ્રકારનું છે. એક દેશ વૃત્તિ, અભિવ્યાપ્યવૃત્તિ, વ્યસ્તવૃત્તિ, એ પ્રમાણે કોઇકનો મત છે.

**कटेशेते कुमारोऽसौ वटे गावः सुशेरते । तिलेषु विद्यते तैलं हृदिब्रह्मामृतंपरम् ॥ युद्धेसंनह्यते धीरोऽङ्गुल्यग्रेकारिणांशतम् ।**

**भूभृत्सु पादपाः सन्ति गङ्गायांवरवालुकाः** આધારપણાવડે ધારણ કરી શકે છે તે અધિકરણ ગુણોના ગુણિવત્. સામીપ્યવડે શ્લેષણું અથવા એક દેશ માત્ર સંયોગ તે **उप**શ્લેષ છે. જેમ

**कटेशेते** (આ બાલક વાંસની ચટાઇના એક દેશમાં સુતો છે.) તેવડે નિવૃત્ત ઔપ શ્લેષિકં, સમીપવડે નિર્વૃતં **सामीपिकं** જે આધેય સમીપ માત્રવડે ક્રિયા હેતુ. જેમ **वटे** વટ સમીપમાં ગાઓ સારી રીતે સુવે છે. **गंगायांघोषः** (ગંગા સમીપમાં વ્રજ ગોકુલ છે) ઇતિ. અભિસંમતાથી વ્યાપે છે એ **आभिव्यापकं** આધેયવડે સમસ્ત અવયવ સંયોગ **अभिव्यापक** જેમ પૃથક ભૂતનો આધેય આધારનો જે સકલ અવયવ સંબંધ તે અભિવ્યાપક જેમ **तिलेषुतैलं** (તલમાં તેલછે)વિષય માં હોયતે વૈષયિકં એથી અન્યત્રભાવ અથવા વિષય જેમ આકાશમાં તારાઓ, આકાશમાં વાયુ, **हृदिब्रह्म** (હ્રદયમાં **ब्रह्म**) **हृदिविषये** (હદિવિષયમાં) બ્રહ્મપરમ ઉત્કૃષ્ટ અમૃતરૂપ છે. સર્વ આધારનો પરબ્રહ્મનો હ્રદયઆધાર થવા યોગ્ય નથી પણ વિષય માત્ર છે. નિમિત્તવડે હોય તે **नैमित्तिकं** જે **युद्धे** યુદ્ધ **निमित्तं** ઇત્યાદિ. અવિદ્યમાનનું આરોપણ **उपचारः** ઉપચારવડે હોય તે તે **औपचारिकम्** એ પ્રમાણે ષડ્વિધમાં પણ અધિકરણમાં સપ્તમી થાય છે. આ કુમાર ચટાઇના એક દેશમાં સુતો છે આ ઔપશ્લેષિક અધિકરણ છે, અહિંઆ શયનક્રિયાશ્રયભૂત, કર્તા કુમાર, તેનો આધાર સાદડી ત્યાં ઉપશ્લેષ છે. ગાયો વડ સમીપે શયન કરેછે એ સામીપિક અધિકરણ, તલમાં તેલ જણાય છે (છે) તલમાં સર્વ જગ્યોએ અભિવ્યાપ્ય રહેલ છે તે અભિવ્યાપક, હ્રદયમાં બ્રહ્મપરમ અમૃતરૂપ છે એ વૈષયિકાધિકરણ, યુદ્ધે યુદ્ધ નિમિતધીર (વીરપુરૂષ) કવચ ધારણ કરે છે એ નૈમિત્તિક, હાથિયોના સેંકડા આંગલીના અગ્રમાં વર્ત-

માન છે. (આગળ છે) હસ્તિના શત (સો) એ ઉપચાર માત્રત્વથી ઔપચારિક પણ સાક્ષાત્ વર્તમાન નથી. એ પ્રકારે આધાર વ્યાખ્યા. હવે ભાવપદનો અર્થ કહે છે. અંગુલ્યગ્રવડે પ્રદર્શ્યમાનં એ પ્રમાણે અર્થ છે. પર્વતોમાં વૃક્ષો છે. ગંગામાં શ્રેષ્ટ વેળુ છે.

**भावेसप्तमी ॥** અર્થ-ક્રિયા લક્ષણ ભાવ તેમાં પણ સપ્તમી વિભક્તિ થાય છે. । પ્રસિદ્ધ ક્રિયાવડે અપ્રસિદ્ધ ક્રિયાવડે લક્ષણનું જાણવાપણુ તે ભાવ છે. (ક્રિયા ગમનસ્થાન ઉત્થાનાદિક તેનું જે લક્ષણ ચિન્હ તે ભાવ એમ કહેવાય છે, પ્રસિદ્ધ ક્રિયાએ કરીને પ્રસિદ્ધ ક્રિયાનું લક્ષણનું જ્ઞાન તે ભાવ તેના અર્થમાં પણ સાતમી વિભક્તિ થાય છે) **देवे वर्षति** (મેઘે વાદળામાં વરસાદ વરસે છે.) **चौर आयातः । मेघेवर्षाति सतितस्कर आगतः** વરસાદ વરસતાં છતાં ચોર આવ્યો. અહિઆં મેઘવર્ષણ રૂપક્રિયા પ્રસિદ્ધ તેવડે ચોર આગમનરૂપક્રિયા અપ્રસિદ્ધ બતાવી. પ્રસિદ્ધવડે વરસાદ વરસવાવડે અપ્રસિદ્ધ ચોરનુ આગમન બતાવે છે. એ ત્યાં સપ્તમી.

**राज्ञि, मेघे, सुरे, देवः ।** એઓ પર્યાયનામો છે. **पतत्यंशुमालिनी पतितो अराति ।** એમજ અંશુમાલિની સૂર્યમાં પડે છે છતે (અસ્ત થઇ જાય છે. તે વખતે) શત્રુ પડતો હવો (પડયો) એ પ્રમાણે યુદ્ધાર્થે આવીને પડયા. અથવા પતિતઃ મૃત ( મુવો ) સૂર્ય અસ્તાચલ પ્રાપ્ત છતાં શત્રુ મુવો એ પ્રકારે અર્થ છે. અહિંઆં પ્રસિદ્ધવડે સૂર્યાસ્ત એ વડે પ્રસિધ્ધ શત્રુનું પતન બતાવે છે. એ પ્રમાણે સપ્તમી વિભક્તિ.

**विनासहनमऋतेनिराधारणस्वाम्यादिभिश्च ॥** અર્થ-વિના ૧, સહ ૨, નમઃ ૩ ઋતે ૪ નિરધારણુ ૫ તથા સ્વામિઆદિથી ૬ એઓ વિનાદિથી શબ્દોવડે યોગમાં છતાં પણુ દ્વિતીયાદિ ૭ વિભક્તિ યથાક્રમે થાય છે. વિનાદિ વાચક શબ્દ પ્રયુજ્યમાનમાં દ્વિતીયા વિભક્તિ થાય છે, સહાદિયોગે તૃતીયા, નમઆદિયોગે ચતુર્થી, ઋતેઆદિયોગમાં પાંચમી, નિર્દ્ધારણુઆદિ અર્થમાં છઠ્ઠી, સ્વામિઆદિ અર્થમાં સપ્તમી. **विना पापं सर्वे फलन्ति** ( **पापंविना** પાપ અભાવે **सर्वे** ધર્મ કૃત્યાદિ સર્વે ફલવાળાં થાય છે. એ પ્રકારે વિનાર્થ વાચ્યમાનમાં-વિનાશબ્દયોગમાં **पापं** એ પ્રમાણે દ્વિતીયા છે. ચકારથકી **पापेनविना, पापाद्विना** એ પ્રમાણે તૃતીયા પંચમી પણુ થાય છે. **अन्तरेणाक्षिणी जीवितेन किम्** આંખોને અંતરાયે જીવિતવડે શું ? અહિં **अक्षिणि** એ નપુંસકલિંગની બીજીનું બહુવચન **अन्तरा त्वां मां मध्वित्यादि पदाद्ग्राह्यम्** । અંતર ઇત્યાદિ તને મને અંતરાય મધ્યે ચક્ષીતમાં મધુવા ક્ષૌદ્ર મધ છે. (તને મને અંતરાયમાં મધુ ઇત્યાદિ પદથી ગ્રહણુ છે.) **त्वां, मां** એ **युष्मद् , अस्मद्** દ્વિતીઆ એકવચનાંત છે. આદિ શબ્દથી **अन्तरेण, अन्तरा** એ પ્રમાણે અર્થ બેયમાં પણુ બીજી વિભક્તિ થાય છે. એ તેજ કહે છે ઇત્યાદિપદોથી ગ્રાહ્ય છે. ।

**अधिशीङ्स्थासांकर्म।** **अधि** પૂર્વના **शीङ्,स्था,अस्** એ ધાતુ એઓને આધાર કર્મસંજ્ઞક થાયછે.। **अधिशेते,अधितिष्ठति,अध्यास्ते**

वा वैकुण्ठं हरिः ॥ હરિ વૈકુંઠમાં સુવે છે, ઉભા રહે છે, અથવા બેસે છે. वैकुंठ નું वैकुण्ठं થયું । अभिनिविश्च । अभिनि એ પ્રકારે એના સંઘાત પૂર્વના વિશતે ધાતુનો આધાર કર્મ સંજ્ઞક થાય. ग्रामं अभिनिविशते (ગામમાં પ્રવેશ કરેછે.) ग्रामेनुं ग्रामं થયું । उपान्वध्याङ्वसः । उप આદિ उप, अनु, अधि, आङ् પૂર્વના वसते वस ધાતુનો આધાર કર્મ સંજ્ઞક થાય છે. आवसथ्यमावसति (આવસથ્યમાં વસે છે. उपवसाति (પાસે વસે છે) अनुवसाति (પાછળ વસે છે) आधिवसाति ઉપર વસે છે. એ પ્રમાણે દ્વિતીયાર્થ છે. ॥ नाभुक्त्यर्थस्य । ભોજન નિવૃત્તિ વાચક उप આદિ પૂર્વવાળા वस ધાતુનો આધાર કર્મસંજ્ઞક નથી થતો वनेउपवसति (વનમાં વસેછે)

---

सहादियोगेतृतीयाऽप्रधाने ॥ અર્થ—સહઆદિ યોગમાં અપ્રધાનમાં ત્રીજી વિભક્તિ થાય છે. सह सदृशं साकं सार्धं समं એ પ્રમાણે સહાદય છે सहशिष्येणागतो गुरुः (ગુરૂ શિષ્યે સહવર્તમાન આવ્યા) सदृशश्चैत्रोमैत्रेण (મૈત્રના સદૃશ ચૈત્ર છે.) साकं नयनाभ्यां श्लक्ष्णादन्ताः (નયનોએ સહિત દાંતો સરખાં લક્ષણ વાલા છે) અહિં ગુણે તુલ્યત્વમાં તૃતીયા છે. सार्धंधनिना धृत साधुः (સાધુ પુરૂષ ધનવાન પુરૂષવડે સાથે બંધાણો છે) એ વારણાર્થાલંયોગમાં ત્રીજી છે. (સમર્થાર્થ અલંયોગમાં ચતુર્થી થાયછે.)

समंशिष्याभ्यामधीते (બે શિષ્યો ને માટે સાથે ભણે છે. બે શિ- ષ્યોને માટે સાથે ભણે છે) समं शिष्येण गुरुणा भुज्यते (શિષ્યે અને ગુરૂએ સરખું ભોગવાય છે.) अशिष्टव्यवहारेदाणः प्रयोगे चतुर्थ्यर्थे तृतीया ॥ અશિષ્ટ વ્યવહારમાં દાણના પ્રયોગમાં ચતુ- ર્થિ અર્થમાં તૃતીઆ થાય છે. दास्यासंयच्छतेकामुकः (કામી પુ- રૂષ કામને માટે દાસીને આપે છે.) धर्म्येतुभार्यायैसंयच्छति (પણ ધર્મને માટે ધર્મી તો ભાર્યાને આપે છે) । वारणार्थयोगे तृतीया । વારણાર્થ યોગમાં તૃતીયા વિભક્તિ થાય છે. अलंविवादेन (વિ- વાદવડે પૂર્ણ છે ) धर्मेणअर्थः (ધર્મવડે અર્થ છે) गुडेनमिश्र (ગોળવડે મેળવેલ છે. शस्त्रेणकलह (શસ્ત્રવડે કજીઓ છે) कर्मे- णाविना (કર્મવડે રહિત છે.) पुण्येनहीन (પુણ્યવડેહીન છે) ઇત્યા- દિ. પ્રક્રિયામાં તેઓ તુલ્યાર્થમાં તૃતીયા અને છઠી એ બે થાય છે. એ પ્રમાણે તૃતીયાર્થ છે.



## नमःस्वस्तिस्वाहास्वधालंवषड्योगेचतुर्थी ॥

અર્થ–નમઃ, સ્વસ્તિ, સ્વાહા, સ્વધા, અલં, વષટ્, એઓ અવ્યયોના યોગ માં ચતુર્થી વિભક્તિ કહીછે. नमोनारायणाय (નારાયણને નમસ્કાર) स्वस्तिराज्ञे (રાજાને માટે કલ્યાણહો)सोमायस्वाहा ( સોમદેવને (ચંદ્રમાને) માટે સ્વાહા) पितृभ्यःस्वधा ( પિતૃઓનેમાટે સ્વધા ) अलं मल्लोमल्लाय (મલનેમાટે મલપૂર્ણ છે) वषड्इन्द्राय ( ઇંદ્રને

માટે ૪૫૬) ॥ **रुच्यर्थानांमीयमाणः** । રૂચિઅર્થના ધાતુના પ્રયોગમાં પ્રીયમાણુના અર્થ સંપ્રદાન સંજ્ઞા થાય છે. **हरयेरोचते भक्तिः** (હરિને ભક્તિરૂચે છે) એ પ્રમાણે ચતુર્થ્યર્થ.

**ऋतआदियोगेपञ्चमी** ॥ અર્થ-ऋतઆદિ યોગમાં પાંચમી વિભક્તિ થાય છે. ऋते, **अन्यः, आरात्, इतरः, अञ्चु** ઉત્તરપદ, દિશાવાચકશબ્દ, અહિ, આચ, એઓ ऋत આદય છે. અન્ય શબ્દવડે અન્યઅર્થવાળા ગ્રહણ કર્યા છે. **ऋतेज्ञानान्नमुक्तिः** (જ્ઞાનથી વિનાં મુક્તિ નથી) **अन्यो गृहाद्विहारः** (બીજાઘરથી વિહાર) **आराद्वनात्** (વનથી પાસે દૂર) **इतरो ग्रामात्** (બીજા ગામથી) ॥**ऋतेयोगे द्वितीयापि** । ઋતે યોગમાં બીજી પણ થાય છે. **ज्ञानंऋते** (જ્ઞાનને રહિત ) **च**કારથી **विनां** આદિ યોગમાં ત્રીજી તથા પાંચમી થાય છે. **विनाज्ञानात्** (જ્ઞાનથી રહિત) **ज्ञानेनविना** (જ્ઞાનવડે રહિત) એ પ્રમાણે પાંચમી.

**यतश्चनिर्धारणम्** ॥ અર્થ-દ્રવ્ય, ગુણુ, ક્રિયા, જાતિ એ ઓવડે સમુદાયથી પૃથક્કરણુ જેથી ત્યાં છઠી અને સપ્તમી વિભક્તિ થાય. **भवतां मध्ये यो दण्डी स आयातु** (આપના મધ્યે જે દંડી છે તે આવો) **क्रियापराणां भगवदाराधकः श्रेष्टः** (ક્રિયામાં તત્પરનાં કરતાં જે ભગવત્ આરાધક (ભગવત્‌નું આરાધન કરનાર, તે શ્રેષ્ઠ (ઉત્તમ) છે.) અથવા સપ્તમી.

**गवांकृष्णागौः संपन्नक्षीरा** (ગાયોની મધ્યે કાળીગાય દુધે સં-પન્ન છે) **एतेषांक्षात्रियः शूरतमः** (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શૂદ્ર એ ઓની મધ્યે ક્ષત્રિય અતિશય શૂરવીર છે.) બીજા મતમાં અહિઆં સપ્તમી થાય છે. ॥ **स्वाम्यादिभिश्च** । સ્વામીઆદિયે યોગમાં પણ છઠી અને સપ્તમી વિભકિત એ બે થાય છે. **गोपुस्वामी** (ગાયોમાં સ્વામી) **गवांस्वामी** (ગાયોનો સ્વામી) **गवांअधिपतिः** (ગાયોનો અધિપતિ **गोष्वधिपतिः** (ગાયોમાં અધિપતિ)

**कर्तृकार्ययोरक्तादौकृतिषष्ठी॥** અર્થ- કર્તરિમાં, કાર્યમાં છઠી વિભકિત થાય છે. **क्त**આદિ વર્જિત કૃદંતમાં પ્રયુજમાન શબ્દમાં કર્તા કર્મમાં એ પ્રમાણે થાય છઠી વિભકિત થાય છે. **व्यासस्यकृतिः** (વ્યાસની કરેલી કૃતિ) **भारतस्य श्रवणम्** ( ભારતનું શ્રવણ) ॥ **द्विषःशतुर्वा** । શતૃ પ્રત્યયાંતના દ્વિષતેધાતુને કર્મણી અથવા છઠી થાય છે. છઠીના અભાવે દ્વિતીયા થાય છે. **मुरस्य मुरंवाद्विषन्** (મુરનો અથવા મુરને દ્વેષ) ॥ **उभयप्राप्तौ कर्मणि** । બેયની કૃતિની પ્રાપ્તિ જેમાં ત્યાં છઠી તે કર્મણિજ થાય છે. **चित्रं गवां दोहोऽगोपेन** (આશ્ચર્ય અગોવાળે ગાયોને દોહી)

**स्मरतौचकार्ये ॥** અર્થ-સ્મરણઅર્થના ધાતુયોગના કર્મણિ વિષયમાં છઠી વિભકિત થાય છે. (સ્મૃત્યર્થધાતુ પ્રયુજ્યમાનમાં તથા કાર્યમાં છઠી વિભકિત થાય છે.) **मातुःस्मराति** (માતુ સ્મરણ કરે છે) **मातरंस्मराति** (માને સંભારે છે) એ પ્રકારે આ અર્થમાં च-

કારથી દ્વિતીયા પણ થાય છે. **मातरंस्मरति** માને સંભારે છે.

**तृप्त्यर्थानांकरणेवाषष्ठी ॥** અર્થ-તૃપ્તિ અર્થની ત્રીજી વા છઠ્ઠી વિભક્તિ થાય છે. **फलैः फलानां वा तृप्तः** (ફલોવડે અથવા ફલોનાવડે તૃપ્ત છે) **अद्भिः अपांवा तृप्तः** ( પાણીએ અથવા પાણીનાવડે તૃપ્ત થયેલ છે ) ॥ **नलोकाव्ययनिष्ठाखलर्थतृनाम् ।** એઓના પ્રયોગમાં છઠ્ઠી વિભક્તિ થતી નથી. । **लादेशाः । कुर्वन कुर्वाणः सृष्टिंहरिः** (હરિ સૃષ્ટિનેકરતા હવા) **।उ। हरिंदिदृक्षुः** (હરિને જોતો હવો) **अलंकरिष्णुर्वा** (અથવા પૂરણ કરતો હવો) । **उक् । दैत्यान्घातुकोहरिः** (હરિ દૈત્યોને ઘાતક છે) । **अव्ययम् । जगत्सृष्ट्वा** (જગત્ સૃજીને) **सुखंकर्तुम्** (સુખકરવાને) । **निष्ठा । विष्णुनाहतादैत्याः** (દૈત્યોનેવિષ્ણુએ હણ્યા) **दैत्यान् हतवान् विष्णुः** ( દૈત્યોને હણનાર વિષ્ણુ) । **खलर्थ । इषत्करः प्रपंचो हरिणा** (હરિએ પ્રપંચ કર્યો) **तृन् । कर्तालोकान्** (લોકોને કર્તા) ॥ **हेतौ तृतीया पंचमी वक्तव्या ।** હેતુમાં ત્રીજી તથા પાંચમી કહી છે. **अनित्यःशब्दः कृतकत्वेन—कृतकत्वाद्वा** (શબ્દ અનિત્ય છે કૃતકત્વવડે અથવા કૃતકત્વથી)

**भयहेतौ पञ्चमीचवक्तव्या॥** અર્થ-ભયહેતુમાં પાંચમી વિભક્તિ કહી છે. **चौराद्बिभेति** ( ચોરથી બીએ છે ) **व्याघ्रात्त्रस्यति** (વાઘથી ત્રાસ પામે છે) **विद्युत्पाताच्चकितः** વિજળીના પડવાથી ચકિત થાય છે)

**षष्ठी च हेतुप्रयोगे ॥** અર્થ-હેતુ શબ્દના પ્રયોગમાં હેતુ પ્રગટ કરવામાં છઠી વિભક્તિ થાય. **च**કારથી સર્વાદિના હેતુ પ્રયોગમાં તૃતીયા તથા છઠી પણ થાય. **अन्नस्यहेतोर्वसाति** ( અન્નના હેતુ માટે વસે છે) **कस्यहेतोर्नागतः** (શામાટે કોના કારણથી ન આવ્યો) **केनहेतुनावानागतः** (અથવા કયા હેતુવડે ન આવ્યો) નિમિત્ત કારણ હેતુ અર્થ પ્રયોગમાં સર્વાદેઃ સર્વે વિભક્તિયો થાય છે. १ **कोहेतु** (કોણ હેતુ) २ **कंहेतुं वसति** (શાને માટે વસે છે.) ३ **केनहेतुना** (કયા હેતુવડે) ४ **कस्मैहेत्वे** (કયા હેતુમાટે) ५ **कस्मात्हेतोः** (કયા હેતુથી) ६ **कस्यहेतोः** (કોના હેતુથી) ७ **कस्मिन्हेतौ** (કયાહેતુમાં) ઇત્યાદિ.

**इत्थंभ्नावेतृतीया ॥** અર્થ-કિંચિત્પ્રકાર પ્રાપ્ત इत्थं ભાવ। અન્યના અન્યમાં ઉપચારવડે વર્તમાનત્વ **इत्थंभाव** તેમાં इत्थं ભાવમાં તૃતીયા વિભક્તિ થાય છે. **शिष्यंपुत्रेणपश्याति** (ગુરૂ શિષ્યને પુત્રની માફક જોવે છે) **संसारमसारेण पश्यति** (સંસારને અસારરૂપે જોવે છે, સાધુ સંસારને અસારરૂપ છે એમ જુવે છે.)

**येनाङ्गविकारः ॥** અર્થ--જે વિકૃત અંગવડે અંગીનો અંગવિકાર બતાવે છે તે કારણ માટે અંગથી તૃતીયા વિભક્તિ થાય છે. **अक्ष्णाकाणः** (આંખે કાણો છે) **पादेन खञ्जः** ( પગે લુલો છે) **श्रवणेन बधिरः** (કાને બેરો છે) વિકાર બે પ્રકારના છે. **न्यूनत्वाश्रित** તથા **आधिक्याश्रितः** । **मुखेनात्रिलोचनः** (મોઢે

વણ આપો છે) **वपुषा चतुर्भुजः** (શરીર ચાર હાથ છે.) આ બે ઉદાહરણો આધિક્ય વિકૃત છે તથા **अक्ष्णाकाणः** ઇત્યાદિ ત્રણ જે કહ્યાં તે ન્યુનત્વ વિકૃત છે.

**जनिकर्तुः प्रकृतिः ॥** અર્થ-જાયમાન કાર્યનું ઉપાદાન તે અપાદાન સંજ્ઞા થાય છે. ત્યાં અપાદાનમાં પાંચમી વિભકિત થાય છે. **यस्मात्प्रजाः प्रजायन्ते तद्ब्रह्म** (જેમાંથી પ્રજા ઉત્પન્ન થાય છે તે બ્રહ્મ છે) **प्रजायन्ते** એ **जनि** ધાતુપદ, **प्रजा** એ **जनि** કર્તૃપદ, ઉત્પ-ન્ન થનાર કાર્યત્વથી તેની પ્રકૃતિ જે શબ્દ નિર્દિષ્ટ બ્રહ્મ તેથી **य-स्मात्** એ મૂલ કારણત્વથી પ્રકૃતિપદને પાંચમી વિભકિત છે.

**आङादियोगे ॥** અર્થ-**आङ्**આદિ યોગમાં પાંચમી વિ-ભકિત થાય છે. **आङ्** ઉપસર્ગ મર્યાદામાં તથા અભિવિધિમાં છે. (આદિ શબ્દથી **आङ्, अप, परि**યોગમાં) **अप परी** વર્જનમાં એઓ **आङादय** છે. **आ पाटली पुत्राद्वृष्टोदेवः** (પાટલી પુત્ર-નગરથી વરસાદ વરસ્યો) **परी अप** એ બેથી વર્જનમાં પાંચમી થાય છે. **परित्रि गर्तेभ्यो वृष्टोदेवः** (વરસાદ ત્રિગર્તોથી દૂર વરસ્યો)

**विद्यास्वीकारे ॥** અર્થ-વિદ્યા સ્વીકારમાં આખ્યાતથી પાં-ચમી વિભકિત થાય. **उपाध्यायादधीते** (ઉપાધ્યાયથી ભણે છે) ॥

**तादर्थ्ये चतुर्थी । तादर्थ्ये** (તત્ અર્થમાં) ચતુર્થી કહી છે. તે કાર્યમાટે આ કારણ તદર્થ તેનો ભાવ તાદર્થ તેમાં તે અર્થમાં ક-હેલમાં ચોથી વિભકિત થાય છે. ત્યાં ઉદાહરણ **संयमायश्रुतं धत्ते**

नरोधर्माय संयमम् । धर्मं मोक्षायमेधावी धन दानाय भुक्तये ॥
મનુષ્ય સંયમનેમાટે સાંભળેલ શાસ્ત્રને ધારે છે, ધર્માર્થ સંયમને ધારે છે, બુદ્ધિમાન મોક્ષનેમાટે ધર્મને ધારણ કરે છે. નરદાનાર્થ તથા ભોગનેમાટે ધનને ધારણ કરે છે. અહીંઆં સંયમઆદિથી તાદર્થ્યમાં ચોથી વિભક્તિ છે. ॥ आशिषि चतुर्थी । આશિષમાં ચોથી વિભક્તિ થાય છે. राज्ञेचिरं सौभाग्यं भूयात् ( રાજાને માટે ઘણો કાળ સારૂં ભાગ્ય હો)

क्रुधद्रुहेर्ष्यासूयार्थानां यंप्रतिकोपः ॥ અર્થ-ક્રુધાદિ અર્થોના પ્રયોગમાં જેને પ્રતિકોપ તે સંપ્રદાન સંજ્ઞક થાય છે. क्रुधि, द्रुहि, ईर्ष्या, असूया, श्लाघ्, हुङ्, स्था, शप्, धारि, स्पृहि એઓ क्रुधादय છે. हरये क्रुध्यति द्रुह्यति, ईर्ष्यति, असूयति, (હરિના પ્રતિ-હરીને માટે ક્રોધ કરે છે, દ્રોહકરે છે, ઈર્ષા કરે છે, નિંદા કરે છે) द्रुहादय પણ કોપ ઉત્પન્ન થયે એમ ગ્રહણકરાય છે. તે ઉપસર્ગના क्रुध्, द्रुह् યોગમાં દ્વિતીયા કહી છે. क्रुरमभि क्रुध्यति ક્રુરને અર્થ ક્રોધ કરે છે) मित्रमभिद्रुह्यति (મિત્રને અર્થ દ્રોહ કરેછે) अपवादमारोपयति (અપવાદને આરોપેછે) क्रूरायक्रुध्यति ક્રૂરમાટે ક્રોધ કરે છે) આ અર્થમાં क्रुध ધાતુયોગમાં क्रुराय એ ચતુર્થી વિભક્તિ છે. આદિ શબ્દથી मित्रायद्रुह्यति ( મિત્રનેમાટે દ્રોહ કરે છે ) गुणवते पुरुषाय असूयति ગુણવાન્ પુરૂષમાટે નિંદા કરે છે) ઈત્યાદિ રોષ વાચક ધાતુયોગમાં

ચતુર્થી વિભક્તિ છે. **पुत्राय कुप्याति** (પુત્રમાટે કોપ કરે છે) **दुष्टायकर्षाति** (દુષ્ટને માટે ખેંચે છે) ગુણમાં દોષ આરોપ તે અસૂયા, પરસંપતિનું અસહન તે **ईर्ष्या**છે. **भगवते श्लाघते** (ભગવત માટે વખાણ કરે છે) **मित्रायतिष्ठाति** (મિત્રનેમાટે ઉભોછે) **पत्न्यै धारयति भूषणानिपातिः** (પતિ પત્નીમાટે ભૂષણોને ધારણ કરે છે) **कृष्णाय स्पृहयतिगोपी** (ગોપી કૃષ્ણમાટે સ્પૃહા કરે છે) **च**કારથી **शप्स्था, धृञ्, स्पृहा** દીના **रुच्यर्थ**ના તથા **तृप्यमान**થી ચોથીવિભક્તિ બતાવી. લોકોના શુભાશુભ સૂચક ભૂતાદિ વિકાર ઉત્પાત ત્યાંપણ ચતુર્થી વિભક્તિ થાય. **वाताय कपिला विद्युत् वातोत्पातशापिका** (વાયુ માટે કાળી વીજળી તે વાત ઉત્પાત જાણવો) **तुमन्त** લોપમાં ચતુર્થી **फलेभ्यो याति** ફલો માટે જાય છે–ફલોને ખાવાને માટે જાય છે) **तुम्** અર્થથી તથા **भाव** વચનથી ચતુર્થી **यागाययाति** (યાગ માટે જાય છે) **यष्टुंयाति** (યષ્ટા માટે જાય છે.) **मन्यते** નાકર્મણિ, તથા અનાદરમાં ચતુર્થી **नत्वां तृणंमन्ये**, (તને તૃણને માનતો નથી) **नत्वांतृणायमन्ये** (તને તૃણ માટે માનતો નથી) (ગતિ અર્થમાં કર્મણિ દ્વિતીયા તથા ચતુર્થી **व्रजाय व्रजति** (વ્રજ માટે જાય છે) **व्रजं व्रजति** (વ્રજમાં જાયછે.)

## क्यप्लोपे कर्मण्यधिकरणेच पञ्चमीवक्तव्या॥

અર્થ–**क्यप्** અર્થ કહેલ **क्यप्**નો અપ્રયોગ તે **क्यप्**લોપ તે અર્થમાં એટલે **क्यप्** લોપમાં કર્મણિ તથા અધિકરણમાં પાંચમી કહીછે. **हर्म्या**

त्प्रेक्षेत (મકાનથી જોવે છે) (હવેલી ગૃહઉપર આરોહણ થઇને જુએ છે.) हर्म्यमारुह्यप्रेक्षत મકાનપર ચઢીને દેખે છે. એ અર્થ-અહિઆં आरुह्य એ क्यप् પ્રત્યાન્ત પદ તેનો લોપ हर्म्यात् એ પ્રકારે પાંચમી વિભક્તિ થઈ. એજ પ્રમાણે आसनाद्वदति (આસનથી બોલે છે.)-आसने उपविश्य वदाति એ પ્રમાણે અર્થ છે. (આસનમાં (બેશીને) બોલે છે) आसनात् वदति (આસનથી બોલેછે.

**निमित्तात्कर्मयोगेसप्तमीच वक्तव्या॥** અર્થ-નિમિત કહેતાં પાંચમો અધિકરણ ભેદ તે કારણથી નિમિતથી અથવા નિમિતથી પ્રયોજન વાચિન શબ્દથી કર્મ યોગ છતાં (કર્મયોગમાં) સપ્તમી કહી છે. ત્યાં ઉદાહરણ चर्मणिद्वीपिनंहन्ति दन्तयोर्हन्तिकुंजरम् । केशेषु चमरीं हन्ति सीम्नि पुष्कलको हतः ચર્મ નિમિત ચિત્રકને (ચિત્રાને) હણે છે, દાંત નિમિત્ત હાથીને હણે છે) કેશ નિમિત્ત चमरीं એટલે મૃગ વિશેષને (એક જાતનો મૃગ થાય છે તેને) હણે છે) સીમા નિમિત્ત કોઇ પણ પુરૂષે ક્ષુદ્ર ગ્રામાધિપતિ હણ્યો . (પુષ્કલ(ક્ષુદ્ર રાજા) અથવા કીલક (ભીલ) હણ્યો) । निपात, कीलः, पुष्कलकः । એ પર્યાય નામ છે-વા (સીમ્ની) કસ્તૂરી નિમિત (પુષ્કલક) ગંધમૃગ માર્યો ગયો.

**विषयेच ॥** અર્થ-વિષયે-વિષય અર્થમાં- આગ્ર અર્થ કહેલ માં સાતમી વિભક્તિ થાય છે. तर्के चतुरः (તર્ક વિષયમાં નિપુણ

છે) અહિંઆં तर्कः ક્રિયાશ્રયત્વ અભાવથી અધિકરણ નથી તેથી વિષયમાં સપ્તમી છે.

**षष्ठीसप्तम्यौचानादरे ॥** અર્થ—અનાદરમાં છઠી તથા સાતમી વિભક્તિ થાય છે. **बहूनां क्रोशतां गतश्चौरः** (ચોર ધણુને પુત્કાર (અનાદર) કરીને ગયો.) **पित्रोरुदतोः प्रव्रजाति पुत्रः** માતા પિતાના રૂદન કરતાં છતાં પુત્ર જાય છે ( માતા પિતાનો અનાદર કરીને પુત્ર દિક્ષાને ગ્રહણ કરેછે.) **बहुष्वसाधुषुवदत्स्वपि स्वयमार्यो याति साधु मार्गेण ।** ઘણા અસાધુ (નિવારયતમાં સતમાં પણ નિષેધયતમાં પણ) કહેતામાં પણ આર્ય સાધુ પોતાની મેળે ધર્મ માર્ગવડે પામે છે (જાય છે ) **बहुषु साधुषु वदत्स्वपि स्वयमनार्योऽसाधुमार्गेण ।** ઘણા સાધુ જનોમાં કહેવાપણામાં પણ અનાર્ય અસાધુ પોતાની મેળે ખરાબ માર્ગમાં અધર્મ માર્ગવડે દુષ્ટ આચરણવડે પામે છે (જાયછે) બહુ સાધુ જનોમાં અનાદર કરીને જાય છે. (**इगन्ते कर्मण्यापि सप्तमी** ઇગંતમાં કર્મણિ પણ સપ્તમી થાય **अधीती व्याकरणे**)

**अन्योक्तेप्रथमा ॥** અર્થ—અન્યનાં કહેલમાં પ્રથમા વિભક્તિ થાય છે. (જે આ કાર્યથી બીજાએ કહેવાવડે કરેલ **उक्तं** છે ત્યારે પ્રથમા કહીછે.) (બીજાએ કહેલ તે અન્યોકત તેમાં પ્રથમા થાય **अन्ये** નનો શું અર્થ તે કહે છે. બીજાએ કર્મોકિત ભાવોકિત સંબંધ કેહેવાવડે બીજી વૃતિ ઉકત સૂત્ર નિષ્પન્નવડે પ્રત્યયાંત ધાતુરૂપ

વડે કરેલ તથા ફરી કર્મોક્તિ સંબંધિ કૃદંત પ્રત્યયવડે તૃતીયવૃત્તિ સાધિત શબ્દવડે તથા શબ્દથી સમાસવડે, તથા તદ્ધિતવડે જે કહેલ છે ત્યારે કર્મણિ પ્રથમા વિભક્તિ થાય છે. અર્થાત્ જ્યાં તૃતીયાંત કર્તા ત્યાં કર્મણિ પ્રથમા થાય છે.) ઉદાહરણ **घट: क्रियते** (ઘડો કરાય છે) **घटकार्य:** (ઘડો કર્યો) પ્રાપ્તજલ જેને તે **प्राप्तोदको ग्राम:** (પ્રાપ્ત થયેલ છે જલ જેને તે ગામ ) ॥ **छंदसि स्यादि: सर्वत्र।** વેદમાં **सि**આદિ વિભક્તિ સર્વત્ર થાય છે. છંદમાં ( વેદમાં ) **सि** આદિ સર્વત્ર છે. **दधिजुहोति** એ પ્રમાણે આ અર્થમાં **दध्ना जुहोति** (દહિંવડે હોમે છે. દહિં હોમે છે) **पुनन्तु ब्रह्मणस्पति:** (બ્રહ્મણસ્પતિને પવિત્ર કરો) **व्रजती विरेजु:**

**कर्ता कर्म चकरणं संप्रदानं तथैवच । अपादानाधिकरण मित्याहु: कारकाणिषट् ॥ द्वितीयाकर्मणिज्ञेया कर्तरि प्रथमा यदा । उक्तकर्तृप्रयोगोऽयं न तदा यक् प्रयुज्यते ॥ तृतीया कर्तरि यदाकर्मणि प्रथमातदा उक्तकर्म प्रयोगोऽयं न तदा परस्मै पदम् ॥** કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન, તથા અધિકરણ એ પ્રમાણે છ પ્રકારનું કારક છે. જ્યારે કર્તરિપ્રયોગ પ્રથમા હોય ત્યારે કર્મણિ (કર્મમાં) દ્વિતીયા જાણવી, ઉક્ત કર્તરિ પ્રયોગ આનહોય ત્યારે **यक्** યોજાય છે. જ્યારે કર્તરિ તૃતીયા ત્યારે કર્મણિ પ્રથમા ઉક્તકર્મ પ્રયોગઆનહોય ત્યારે પરસ્મૈપદ છે. વેદમાં કારક નિયમ કહે છે. છંદમાં ( વેદમાં ) વેદવિષયમાં સિઆદિ

વિભક્તિ સર્વત્ર થાય છે. ત્યાં અર્થત્વથી વિભક્તિ નિયમ નથી, दध्ना जुहोति । दधिजुहोति એ પ્રકારે દ્વિતીયા સંભવમાં છાંદસત્વથી દ્વિતીયા સ્થાને તૃતીયા થઇ. भोपूजका ब्रह्मणस्पाति એ પ્રમાણે ब्रह्मणस्पतिं બ્રહ્મણસ્પતિને पुनन्तु. ब्रह्माणं प्रक्षालयन्तु બ્રહ્માણને ધો (પ્રક્ષાલનકર) એ દ્વિતીયાર્થમાં પ્રથમા છે. व्रजतीर्विरेजुः એ પ્રમાણે અહીઆં व्रजन्त्यो गोप्योविरेजुः એ પ્રમાણે પ્રથમા બહુવચન સંભવમાં દ્વિતીયા બહુવચન છે. તથા ભાગવતના દશમસ્કંધના પાંચમા અધ્યાયના કૃષ્ણ જન્માધિકારમાં કહ્યું છે કે नंदालयं सबलयो व्रजतीर्विरेजुः । એ પ્રમાણે અન્ય અન્ય પણ છાંદસ ઉદાહરણોછે. જાતિમાં એકવચન બહુવચન થાયછે એક બે વા આવિશેષણમાં બહુવત થાય છે. गुरौ એક તથા બે બહુવત્ થાય છે એ પ્રમાણે જાણવું. જેમ अत्रदेशे प्रचुरोयवोनोत्पद्यते (આદેશમાં પુષ્કળ યવ નથા યતા.) તથા अहम् आवां એઓના અર્થમાં वयं એ પ્રમાણે થાય છે. તથા એક ગુરૂમાં પણ गुरौपरे गुरुव એ પ્રમાણે બહુવચન થાય છે. એ પ્રમાણે વેદમાં છે.

સામાન્યલિંગ, વચન, કર્તૃ, સંબોધન, અન્યોક્તમાં પ્રથમા થાય છે, કર્તરિ તૃતીયાંતમાં છતાં કર્મણિ પ્રથમા થાય. कर्मण्याभितः, सर्वत, उभयतः, परितः, प्रति, समया, निकषा, हा, अनु, धिग्, उपर्युपरि, अधोऽधः, अध्याधि, विना, अन्तरेण, अन्तरा, स्मरतौ, कालाध्वनो, नैरंतर्ये, शतृ, शान्, क्सु, कान्, इ-

ण्णु, स्नु स्का, तुम्, क्यप् યોગમાં, તથા ક્રિયાવિશેષણમાં દ્વિ·
તીયા ૨ । कर्तृसाधनयोः, सह, सदृश, साकं, सार्धं, विना, इत्थं,
तद्भावे, येनांगाविकार, वारणार्थ, अलंयोग, निषेधार्थ, कृ-
तादियोग, हेतु, तुल्यार्थ આદિમાં તૃતીયા વિભક્તિ ૩ । દાનપા·
ત્રમાં, नमः સ્વસ્તિ, સ્વાહા, સ્વધા, વષટ્, તાદર્થ્ય, क्रुधादि, रु-
च्यर्थादिधातुयोग, समर्थअर्थ, अलं યોગમાં, बलि, रक्षित,
हित શબ્દયોગ, उत्पात ज्ञापितेषु એઓ અર્થમાં ચતુર્થી વિભક્તિ
થાય છે. ४ । विश्लेषावधौ, ऋते, अन्यादि, विना, पृथक्,
भिन्न, इतर, प्रभृत्य, आरभ्य, बहिः શબ્દયોગ, હેતુ અર્થ, ज-
निकर्तृ, मर्यादाआङ् આદિયોગ, क्यप्લોપ, भयहेतु, विद्या-
ख्यातृ, प्रभृति अर्थમાં પાંચમી વિભક્તિ થાય છે. ૫ । સંબંધ
નિર્ધારણ, સ્વામિત્વ, કર્તૃ, કાર્ય, સ્મરણાર્થ, હેતુ શબ્દ પ્રયોગ, તુ-
લ્યાર્થ, અનાદરઆદિમાં છઠી વિભક્તિ થાય છે. ૬ । આધાર, ભાવ,
સ્વામિત્વ, નિમિત્ત, વિષય, અનાદર, અધીસઆદિમાં અર્થમાં સપ્ત·
મી વિભક્તિ થાય છે.

॥ स्वतन्त्रः कर्ता । ક્રિયામાં સ્વાતંત્રપણાવડે કહેલ અર્થ કર્તા થાય,
પ્રધાનીભૂત ધાતુ અર્થ આશ્રય કર્તા । ॥ साधकतमंकरणं ।
ક્રિયા સિદ્ધમાં અતિશય ઉપકારક કરણ સંજ્ઞક થાય. । ॥ क-
र्तृकरणयोस्तृतीया । अनभिहितમાં કર્તરિ તથા કરણમાં તૃતી-
યા થાય. । ॥ अकथितंच । અપાદાન આદિ વિશેષવડે અવિ·

વક્ષિત કારકને કર્મસંજ્ઞા થાય. પાંચમી, ચોથી, ત્રીજી, અને સાતમી એટલી વિભક્તિની જ્યારે વિવક્ષા ન હોય ત્યારે તેવા કારક સંજ્ઞક થાય છે. दुह्, याच्, पच्, दण्ड, रुधि, प्रच्छि, चि, ब्रू, शासु, जि, मथ्, मुषाम् એઓ दुहादि બારની તથા नी, हृ, कृष, वह, ની આદિચારની કર્મવડે જે જોડાય છે તે એ અકથિત કર્મ એ પ્રમાણે પરિગણના કરવી. ( એટલાધાતુના કર્મની સાથે જેનો યોગ હોય અને અપાદાનઆદિ વિભક્તિ અકથિત કહેવાય છે તેઓની વિવક્ષા જ્યારે ન હોય અને ત્યારે તે કારક કર્મ સંજ્ઞક થાયછે.)

गांदोग्धिपयः (તે ગાયથી દૂધ દુવે છે.) એમા दुह् ધાતુના દોગ્ધિ ક્રિયાપદના પય કર્મસાથે गोશબ્દની પાંચમી વિભક્તિનો યોગ છે પણ આ સ્થાને તેની વિવક્ષા કરી નહીં એટલે ગોશબ્દને કર્મ સંજ્ઞા થઇને દ્વિતીયા વિભક્તિ થઇ. તેમજ बलिंयाचते वसुधाम् (તે બલિકારણે (પાસે) પૃથ્વી માગે છે. આ ઉદાહરણમાં याच् ધાતુનું કર્મ वसुधा છે તેનો યોગ બલિશબ્દની ચતુર્થી વિભક્તિ સાથે છે, પણ તે વિભક્તિ કરવાની ઇચ્છા નથી તો बलिशब्दने કર્મસંજ્ઞા થઇ. દ્વિતીયા થઇ. अविनीतं विनयं याचते ( પૃથ્વીને વિનયવડે માગે છે) तण्डुलानोदनं पचाति ( તે તંદુલના સાધને ઓદન રાંધે છે) એમાં पच् ધાતુનું કર્મ જે ओदन તેનો तण्डुल શબ્દની તૃતીયા (કરણ) વિભક્તિ સાથે સંબંધ છે તે કરવાની ઇચ્છા ન થઇતો તેને કર્મસંજ્ઞા થઇ ને બીજી વિભક્તિ થઇ. गर्गा-

नृपतं दण्डयति તે ગર્ગકારણે (પાસેથી) સો મુદ્રા દંડ લે છે) એ-માં ચતુર્થી સ્થાને દ્વિતીયા થઇ. व्रजमरूणाद्धिगाम् (તે ગૌશાલા-માં ગાયોને પુરે છે) એમાં વ્રજશબ્દની સપ્તમીને સ્થાને દ્વિતીયા થઇ. माणवकं पन्थानं पृच्छति (તે છોકરા કારણે (ને) રસ્તો પુછે છે) એમાં ચતુર્થી સ્થાને દ્વિતીયા થઇ. वृक्षमवचिनोतिफलानि તે વૃ-ક્ષથી ફળ એકઠાં કરે છે.) माणवकं धर्मंब्रूते, शास्तिवा (તે છો-કરાને ધર્મ કહે છે અથવા શીખવે છે.) शतं जयति देवदत्तम् (દેવદત્ત પાસેથી તે સો મુદ્રા જીતે છે) सुधांक्षीरनिधिं मथ्नाति (દૂધના સાગરથી તે અમૃત મથે છે) देवदत्तं शतं मुष्णाति (તે દેવદત્ત પાસેથી સો મુદ્રા ચોરે છે.) ग्राममजांनयति, हरति, क-र्षति, वहतिवा (તે બકરીને ગામમાં લઇ જાય છે. અથવા હરી જાય છે, વા ખેંચી જાય છે, વા દોરી જાય છે. ઉપરના દુહૃઆદિ સોળ ધાતુના રૂપનું કર્મસંજ્ઞામાં પ્રયોજન નથી પણ અર્થનું છે માટે એ ધાતુના જેવા જેના અર્થ થતા હોયતે ધાતુઓ છતાં પણ કર્મસંજ્ઞક થાયછે. अर्थनिबंधनेयंसंज्ञा (આ અર્થ નિબંધ સંજ્ઞા છે) बलिं भिक्षते वसुधाम् (તે બલિપાસે પૃથ્વી માગે છે.) આ ઉદાહરણમાં भिक्ष ધાતુ યાચના અર્થમાં છે માટે પંચમી અર્થમાં દ્વિતીયા થઇ છે. माणवकं धर्मं भाषते अभिधत्ते वक्ति ઇત્યાદિ. (છોકરાને તે ધ-ર્મ કહે છે ઇત્યાદિ.

# સમાસ.

## હવે અર્થવત્ વિભક્તિ વિશિષ્ટપદોનો સમાસ નિરૂપણ કરે છે.

કારક કથનાંતર સામાસ નિરૂપણ કરે છે (કહે છે)

**समासश्चान्वयेनाम्नाम् ॥** અર્થ–નામોના અન્વય યોગત્વ છતાં સમાસ થાય છે. **च**કારથી તદ્ધિત પણ અર્થાવ્ તદ્ધિત સંબધિ વિગ્રહ પણ અન્વય યોગત્વ છતાં જ સમાસ થાય છે. તેથી **भार्यापुरुषस्य** ઇત્યાદિમાં વિપરિત (ઉલટા) અન્વયમાં સમાસ થતો નથી. **देवदत्तस्यभार्या** (દેવદતની સ્ત્રી) **पुरूषस्यवस्त्रं** ( પુરૂષનું લૂગડું) એ ચારપદોના મધ્યથી **देवदत्तस्य** તથા **वस्त्र** ત્યાગ કરી મધ્યવાલા **भार्यापुरुषस्य** ગ્રહણથી અન્વયયોગત્વ નથી તેથી સમાસ ન થયો. જો કે નામ સંજ્ઞા વિભકિત રહિતની હોય છે તોપણ અહિંઆં વિભકિતવાળાનો જ સમાસ થાય છે. અન્વય બે પ્રકારનો છે–૧ વ્યપેક્ષાલક્ષણ, ૨ એકાર્થીભાવલક્ષણ. સ્વાર્થ પર્યંવસાયિના પદોના આકાંક્ષા સનિધિ યોગ્યત્વમાં છતાં જે પરસ્પર સંબંધ તે વ્યપેક્ષા લક્ષણ. બીજો વિશિષ્ટકાર્યરૂપ એકાર્થીભાવલક્ષણુમાં વૃત્તિજ છે. વ્યપેક્ષા લક્ષણમાં વિગ્રહવાક્ય છે. વિશેષવડે ગ્રહણ થાય છે જણાય છે વૃત્યર્થ જેણે તે વિગ્રહ. વિગ્રહના વાક્યને વિગ્રહવાક્ય કહે છે. વિગ્રહના પ્રકાર બે છે. એક લૌકિક અને બીજું

અલૌકિક. જેમ **भूतपूर्व** પ્રથમ થયેલો એ વાક્યનો લૌકિક વિગ્રહ **पूर्वभूत** છે. અને અલૌકિક વિગ્રહ-**पूर्व+अम्+भूत+सु** છે. પ્રયોગ યોગ્ય રહેલ સરલ લૌકિક છે. અપરિ નિષ્ઠિત પ્રયોગ અયોગ્ય સરલ નહીં તે અલૌકિક છે. વિભક્તિ જેમાં લોપ થાય છે અને તેનો અર્થ જણાય છે. અનેક પદોનું એક પદ થવું તે સમાસ કહેવાય છે. તે સમાસ છ પ્રકારનો છે. **१ अव्ययीभाव, २ तत्पुरूष, ३ द्वन्द्व, ४ बहुव्रीहि, ५ कर्मधारय, ६ द्विगु** અવ્યયનું અવ્યયવડે વા **भवनं** થવાપણું તે અવ્યયી ભાવ. **स एवाग्रिमः पुरुषप्रधानं यस्या सौ तत्पुरूषः** (જેનો આગળ પુરૂષ પ્રધાન તે તત્પુરૂષ) **द्वंद्वायते उभयपदार्थो येनासौ द्वंद्वः** (જે વડે બેય પદાર્થોનો મેળ થાય છે તે દ્વંદ્વ છે) **बहुसमातिरिक्तं व्रीहिः प्रधानं यस्मिन्नसौबहुव्रीहि** જેમાં સામાસના પદોનો અર્થ નહીં છતાં બીજાજ પદનો અર્થ ઘણુંકરી પ્રધાન રહે તે બહુ વ્રીહિ છે. **कर्मभेदकंधा यतीति कर्मधारयः** (કર્મભેદને ધારણ કરે છે તે કર્મધારય છે.) **द्वाभ्यांगच्छती तिद्विगुः** (બેવડે કરીને જાય છે તે દ્વિગુ) પૂર્વપદ પ્રધાન અવ્યયી ભાવ, દ્વિગુ અને તત્પુરૂષપર પદ પ્રધાન છે. દ્વંદ્વ અને કર્મધારય પુર્વ, પર, બેયપદ પ્રધાન છે. બહુવ્રીહિ અન્યપદ પ્રધાન છે. જ્યાં અનેક સમાસ પ્રાપ્તિ ત્યાં ઉભયપદ પ્રધાન બલવાન્ છે. પદની ક્રિયાવડે અભિસંબંધથી ઉભપદ પ્રધાન બળવાન છે. જેમ **निषाद स्थपति** એ પ્રમાણે અહિંઆં **निषा-**

दासा स्थपति એ પ્રમાણે તત્પુરૂષ કર્યે પરપદપ્રધાનત્વ, તથા निषादश्चासौ स्थपतिश्च એ પ્રમાણે કર્મધારય કર્યે ઉભયપદ પ્રધાનત્વ છે. તેથી અહિંઆં કર્મધારયજ ઉભયપદ પ્રધાનત્વથી બલવાન્ હોવાથી કર્મ ધારયજ થાય પણ તત્પુરૂષ ન થાય. સમાસનું શું પ્રયોજન છે તે કહે છે. અનેક પદોનું એક પદ થવું, અનેક સ્વરો નો એક એક સ્વર થવો, અનેક વિભક્તિયોની એક વિભક્તિ થવાને લીધે સમાસનું પ્રયોજન છે.

अधिस्त्री પદ છે. તે દ્વિતીઆનું એકવચન अम् (स्त्रीभ्रुवौ) થી इय्=स्त्रियम् अधिकृत्य એવો વિગ્રહ છે. હવે વિગ્રહ પદનો અર્થ કહે છે- અન્વયનો જે યોગ્ય અર્થ તેને પ્રાપ્ત કરવા વાળા અથવા દ ઢકારક જે પદોનો સમુદાય અર્થાત્ પદ સમૂહ તે વિગ્રહ છે. બીજું નામ વાક્ય છે. સમાસાર્થ બોધક વિગ્રહ વાક્ય છે. સમાસ કર્યે વિગ્રહ કર્યે છતે અવ્યયોનો પૂર્વ નિપાત થાય છે. अधिस्त्रियम् છે તે આગળ અવ્યય હોવાથી અવ્યયી ભાવ થાય છે.

पूर्वेऽव्ययेऽव्ययीभावः ॥ અર્થ-અવ્યય પૂર્વપદ છતે જે અન્વય તે અવ્યયી ભાવ સંજ્ઞક સમાસ છે. अधि ઉપસર્ગ તે અવ્યયથી અવ્યયસંજ્ઞા છે. એ પ્રમાણે સમાસ સંજ્ઞામાં શું કૃત્ય છે તે કહે છે.

समासप्रत्यययोः ॥ અર્થ-સમાસમાં રહેલા જે વિભક્તિના પ્રત્યયપર છતે વિભક્તિનો લુક્ થાય છે. (લોપ થાય છે.) એ

પ્રમાણે **अम्**નો લુક્ (લોપ) **अधिस्त्री** નામ સંજ્ઞામાં **सि**આદિ વિ-
ભકિત થાય છે. अधिस्त्रि+स्=

**स नपुंसकम् ॥** અર્થ-તે અવ્યયી ભાવ સમાસ નપુંસક
લિંગ થાય છે નપુંસકત્વથી હ્રસ્વત્વ થાય છે. अधि स्त्रि+स्=

**अव्ययीभावात् ॥** અર્થ-અવ્યયી ભાવ હોવાથી પરની
વિભકિતનો લુક્ થાય છે. **अधिस्त्रि गृहकार्यम्** (ગૃહકાર્ય છે)

**ह्रस्वादेशेसंध्यक्षराणामिकारोकारौच व-
क्तव्यौ ॥** અર્થ- સન્ધ્યક્ષરોના **ए**કાર **औ**કારાદિના હ્રસ્વ આ-
દેશ કર્યે છતે **ए**કાર **ऐ**કારનો **इ**કાર તથા **ओ**કાર **औ**કારનો **उ**કાર
આદેશ થાય છે. **रायमति क्रान्तमतिरि कुलम् । नावमतिक्रा-
न्तमतिनु जलम् । ॥ अत्यादयः क्रांताद्यर्थे द्वितीया ।**
ક્રાંતઆદિ અર્થમાં વર્તમાન **अति**આદિ દ્વિતીયા વિભકિત એ સહિત
સમાસ થાય છે તે તત્પુરૂષસંજ્ઞક સમાસ છે. **रायं अतिक्रान्तं,
नावंअतिक्रांतं, विग्रह (कृतेसमासे०)। अतिरायं, अतिनावं**
સમાસ પ્રત્યયનો **अतिरै, अतिनौ (कृततद्धित०) (स नपुसंकम्)**
નપુંસકનો હ્રસ્વ, **(ह्रस्वआदेशे०) (अव्ययीभावात्) अतिरि**
કુલનું નામ છે. **अतिनु** જલનું નામ છે. ( પૂર્ણદ્રવ્યવાળું કુલ,
નાવવડે પણ તરવાને અશક્ય એવું જળ.)

**यथाऽसादृश्ये ॥** અર્થ-યથાશબ્દ સાદૃશ્ય અર્થમાં અને અ-
સાદૃશ્ય અર્થમાં છે. યથાશબ્દ અસાદૃશ્ય અર્થમાં સમાસ થાય છે.

તે સમાસ અવ્યયી ભાવસંજ્ઞક થાય છે. યોગ્યતા, વીપસા, પદાર્થોને અતિવૃતિ, સાદૃશ્ય એ યથા શબ્દના અર્થ છે. શક્તિનું અતિક્રમણ કરે નહીં તે **यथाशक्ति ( अत्यादयः) शक्ति** દ્વિતીયાંત। શક્તિને નઅતિ ક્રમણ કરે તે **यथाशक्ति । (कृतेसमासे०) पूर्वेऽव्यये ऽव्ययीभावः । समासप्रत्यययोः । यथाशक्ति ( कृत्तद्धितसमासाश्च । तस्मात् । अव्ययीभावात् ) यथाशक्ति ) करोति** શક્તિના અનુસાર કરે છે. સાદૃશ્યમાં કેમ નિષેધ છે તે કહે છે. **यथाहरिः तथाहरः** (જેવા હરિ તેવાજ શંકર છે) અહિંઆં સમાસન થયો. **कुंभस्यसमीपं** (કુંભના સમીપ) એ વિગ્રહમાં ( સમાસ આદિ પૂર્વવત્ ) **उप्** ઉપસર્ગ થાય છે ( **कृतेसमासे०) उपकुंभस्य (समासप्रत्यययोः) उपकुंभ (कृत्तद्धित समासाश्च । तस्मात् अव्ययी भावात्** ) એ પ્રમાણે પ્રાપ્ત થયે છતે.

**अतोऽमनतः ॥** અર્થ-**अ**કારાંત અવ્યયીભાવ સમાસથી પરની સાતે વિભક્તિને **अम्** આદેશ થાય છે. પરંતુ **अनतः** કહેતાં **अत्** પાચમી વિભક્તિને કહેલ ને છોડીને અર્થાત્ પાંચમી વિભક્તિને **अम्** આદેશ થતો નથી. (**अ**કારાંત અવ્યયીભાવ સમાસથી પરની પાંચમી વિભક્તિ સિવાયની બીજી બધી વિભક્તિયોને **अम्** આદેશ થાય છે.) **सि** ને **अम्** આદેશ થયો એટલે **उपकुंभं** (ઘડાની પાસે) થાય છે.

**वाटाड्ग्योः ॥** અર્થ **टा** ત્રીજી **ङि** સપ્તમી એ બેને વિકલ્પે **अम्** થાય છે. અહિં પંચમી, તૃતીયા, સપ્તમી એઓના એ-

કવચન, દ્વીવચન, અને બહુવચનમાં વિકલ્પે **अम्** આદેશ થાય છે. લુક થતો નથી. પણ પંચમીને **अम्** લુકનો નિષેધ છે. **उपकुम्भेनकृतं** અથવા **उपकुम्भ कृतम्** ( કુંભના સમીપવડે કરેલું ) ચતુર્થીમાં તો **उपकुंभंदेहि** (કુંભની સમીપને માટે દે) પાંચમીમાં **अनतः** એ વિશેષણથી **अम्** થતો નથી. **उपकुंभात्आनय** (કુંભની સમીપથી લાવ) છઠ્ઠીમાં **उपकुंभंदेशः** ( કુંભસંબંધિ ન સમીપનો પ્રદેશ ) સપ્તમીમાંવિકલ્પે **अम्** થાય છે. **उपकुंभं** અથવા **उपकुंभे स्थापय** (કુંભની સમીપમાં સ્થાપનકર( રાખ))

**अवधारणार्थेयावतिच ॥** અર્થ- અવધારણ અર્થમાં **यावत्** શબ્દ પણ પૂર્વ પદ છતાં અવ્યયી ભાવ સમાસ થાય છે. (કેવળ અવ્યય પૂર્વ પદમાં જ અવ્યયીભાવ નથી થતો પણ અવધારણ (નિશ્ચય) અર્થમાં યાવત્ શબ્દ પણ પૂર્વ પદ છતાં અવ્યયીભાવ સમાસ થાય છે. **यावन्त्यमत्राणितावतो ब्राह्मणानामन्त्रयस्व** (જેટલા પાત્ર હોય તેટલા બ્રાહ્મણોને ભોજનાર્થે નિમંત્રણ દે.) એ પ્રમાણે **यावद मत्रम्. यावन्त्यमत्राणि** એ વિશેષણ બ્રાહ્મણોને છે. (અવધારણાર્થમાં **यावत्** શબ્દ પ્રયુજ્યમાને છતે અવ્યય પૂર્વપદ અભાવે પણ જે અન્વય તે અવ્યયી ભાવ સંજ્ઞક સમાસ થાય છે.)

માખીઓનો અભાવ તે **निर्मक्षिकं** અહિંઆ અભાવમાં પણ અવ્યયી ભાવ સમાસ છે. **निर्मक्षिकं पश्य** ( મક્ષિકા રહિતને જો ) **निर्मक्षिकं कृतं** (મક્ષિકા રહિત કરેલ) ઇત્યાદિનાં દ્વિતીયાદિ ઉદાહરણો જાણવાં એ પ્રમાણે અવ્યયી ભાવ સમાસ છે.

## હવે તત્પુરૂષ સમાસ કહે છે.

**अमादौ तत्पुरुषः ॥** અર્થ—જે પદના અંતમાં દ્વિતીયા આદિ વિભક્તિ હોય એવું પૂર્વ પદ છતાં જે અન્વય છે, તે તત્પુરૂષ સમાસ સંજ્ઞા થાય છે **कृष्णं+श्रितः=कृष्ण श्रितः, ग्रामं+प्राप्तः=ग्रामप्राप्तः** દ્વિતીયાંત પૂર્વપદ છતાં તત્પુરૂષ સંજ્ઞક થયા. એ પ્રમાણે દ્વિતીઆ તત્પુરૂષ. અન્વય એ પ્રમાણે કેમ? **पश्य कृष्णं, श्रितस्त्वं साधून्** કૃષ્ણને જો. આશ્રિત રહેલ સાધુઓને. **दात्र** સાધનમાં તૃતીયા થાય. **दात्रेण+छिन्नं=दात्रच्छिन्नम्** (દાતરડાવડે કાપેલ જે ખેતર તે) એ તૃતીયાંત તત્પુરૂષ **तादर्थ**માં ચતુર્થી **यूपाय+दारु=यूपदारु**(યજ્ઞ સ્તંભને માટે લાકડું) એ ચતુર્થી તત્પુરૂષ સમાસ. **भयहेतौ पंचमी** એ પ્રકારે **वृकेभ्यो+भयं=वृकभयम्** (નાહારોથી ભય) એ પાંચમી તત્પુરૂષ. સંબંધમાં છઠ્ઠી **राज्ञः+पुरुषः=राज पुरुषः** (રાજાનો પુરૂષ) એ છઠ્ઠી તત્પુરૂષછે. વિષય અર્થમાં સપ્તમી **अक्षेषु +शौण्डः=अक्षशौण्डः** ( પાશામાં ચતુર) એ સપ્પમી તત્પુરૂષ છે. **॥ क्वचिदमाद्यन्तस्यपरत्वम् ।** કોઇ પ્રયોગમાં **अम्** આદિ અંતવાલાના પરત્વને **उत्तर** પદત્વ હોય છે એમ જાણવું. **अग्नौ+आहित=आहिताग्निः** (અગ્નિમાં હોમેલ) **पूर्वे+भूत=भूतपूर्वः** ( પૂર્વમાં થયેલ ) **॥ पिशाचादेः सभादीनां नपुंसकत्वं वा ।** પિશાચ આદિની સભા આદિનાને વિ-

કલ્પે નપુંસકત્વ થાય છે. **पिशाचानां+सभा=पिशाचसभम्-पिशाचसभा** (પિશાચોની સભા) **गृहस्थूर्णम्-गृहस्थूर्णा** (ગૃહસ્થો-ની સભા) **शशोर्णम्-शशोर्णा** (સસલાની સભા) ભિન્ન પદમાં **ण**ત્વનો અભાવ તોપણ સમાસાં ક્વચિત્ એક પદને **ण**ત્વનો હેતુ છે. (સમાસમાં કોઇ ઉદાહરણમાં એક પદ થવું **ण**ત્વનું કારણ છે.) **शराणां वनं=शरवणम्, आम्राणां वनं=आम्रवणम्** (આંબા-નું વન) ॥ **संज्ञायांवा** । સંજ્ઞામાં વિકલ્પે **ण**ત્વ થાય છે. ત્રણ નેત્ર છે જેને તે **त्रिनयनः-त्रिणयनः** (મહાદેવજી)॥**पानस्यवा**। પાન શબ્દનો વિકલ્પે **ण**ત્વ થાય છે. **सुरायाः पानं=सुरा पा-नम्-सुरापाणम्** (મદિરાનું પાન)

**नञ्** ॥ અર્થ-જેમાં **नञ्** નિષેધ વાચક અવ્યય પૂર્વપદછે, તે અવ્યય તત્પુરૂપ સંજ્ઞક સમાસ છે. **नब्राह्मणः=अब्राह्मणः** (નહીં બ્રાહ્મણ તે અબ્રાહ્મણ.)

**ना** ॥ અર્થ-સમાસ થયે છતે **नञ्** નો **अ**કાર આદેશ થાય છે. **ना**કઆદિને **अ** આદેશ થતો નથી.

**नाक, नक्र, नग, तनूनपात्, नख, नपुंसक, नक्षत्र, नकुल, नासत्य, नमुचि, नर** ઇત્યાદિ. **नाक, नमुचि, नकुल, नागर, नासिका, नमेरु, ननान्द, नभाग, नान्तरीय, नक्र, नख, नग, नद, नयाद, नवाद, नवेद, नाऽसत्य, नापित, नहुष,**

नक्षत्र, એ પ્રમાણે નાકાદય કોઈએ ગણાવેલા છે. એ પ્રકારવડે પણ નાકાદિમાં અન થાય. नब्राह्मणः=ननो अ થતાં अब्राह्मण (બ્રાહ્મણ નહીં તે)

**अनूस्वरे ॥** અર્થ—સમાસ થયે છતે नञ्‌નો अन् આદેશ થાય છે. સ્વરપર છતે.

॥ अनादेशोऽपदान्तवद्वाच्यः । અન્‌આદેશ અપદાંત માફક કહ્યો છે. તેવડે (ड्रूणन) એ પ્રમાણે દ્વિત્વ નથી. અશ્વથી અન્ય अनश्व છે, ધર્મથી વિરૂદ્ધ, अधर्मः, ગ્રહણનો અભાવ તે अग्रहण. તેથી અન્ય, તેણે વિરૂદ્ધ તેનો અભાવ, એમાં नञ् થાયછે. तस्मादन्यः=तदन्यः, तेन विरुद्धः=तद्विरुद्धः, तस्य अभावः=तदभावः तदन्य, तद्विरुद्ध, तदभावમાં नञ् થાય છે. તે અશ્વથી અન્યમાં થાય છે.

એ પ્રમાણે તત્પુરૂષ સમાસ છે.



## દ્વંદ્વ સમાસ.

**चार्थेद्वन्द्वः ॥** અર્થ—સમુચય, અન્યવાચય, ઇતરેતરયોગ, અને સમાહાર, એ ચાર च અર્થવાળા છે. च અર્થમાં દ્વંદ્વ સમાસ થાય છે. तत्रेश्वरंगुरुं च भजस्व (ત્યાં ઇશ્વર તથા ગુરૂને તું ભજ) પ્રત્યેકની એક ક્રિયાના સંબંધમાં સમુચ્ચયમાં સમાસ થતો નથી.

**बटोभिक्षामट गांचानय** (બટુક ભિક્ષા માટે ભટક તથા ગાને લાવ-) એ ક્રમથી બે ક્રિયા સંબંધ અનવાચયમાં સમાસ થતો નથી. । નામોનો પરસ્પર અસંબંધથી । ઇતરેતર યોગ સમાહારમાં **च** અર્થમાં **द्वंद्व** સમાસ થાય છે.

દ્વંદ્વ સમાસમાં પદોના સમાનત્વથી કોણશબ્દ પેહેલાં તથા કોણ પછી થવો જોઇએ એ શંકા દૂર કરવામાટે કહે છે—

**द्वन्द्वेऽल्पस्वरप्रधानेइकारोकारान्तानां पूर्वनिपातो वक्तव्यः ॥** અર્થ-દ્વંદ્વ સમાસમાં અલ્પ સ્વરમાં જે પ્રધાન તથા **इ**કારાંત, **उ**કારાંત શબ્દોનો પૂર્વનિપાત થાય છે. **पटुश्च गुप्तश्च=पटु** તથા **गुप्त**સમ સ્વર છે પણ ઉકારાંતનો પૂર્વનિપાત, ઇતરેતર યોગમાં દ્વિવચન **औ** થાય છે **पटुगुप्तौ. गुप्तश्च पटुश्च** એવો વિગ્રહ થઇ શકતો નથી. **उक्तार्थां**નો અપ્રયોગ થાય છે. (ચકારાદિના ઉક્તઅર્થોનો અપ્રયોગ થાય છે) **अग्निश्चमारुतश्च=अग्निमारुतौ** (અગ્નિ તથા મારૂત) **भोक्ताच भोग्यश्च=भोक्तृभोग्यौ** ( ભોગતા તથા ભોગ્ય ) અગ્નિશબ્દ અલ્પસ્વર તથા **इ**કારાંત છે તેથી પૂર્વ નિપાત થયો સમાસમાં એ નિયમ છે કે વિગ્રહ કરતાંજ **(समासप्रत्यययोः)**થી લોપ ફરીનામ સંજ્ઞાથી **सि** આદિ વિભક્તિ થાય છે. ભોક્તા અને ભોગ્યના વિગ્રહમાં ભોક્તા પ્રધાન છે તેથી પૂર્વ નિપાત છે. **धवश्च खादिरश्च** એ વિગ્રહમાં **धव** અલ્પસ્વર છે તેથી પૂર્વનિપાત થાય **धवखादिरौ** (ધાવડી ત-

થા બેરનું વૃક્ષ) स्त्रीचपुरुषश्च વિગ્રહમાં પુરૂષપ્રધાન છે પણ સ્ત્રી અ-લ્પસ્વર છે તેથી પૂર્વ નિપાત (समास०) स्त्रीपुरूष( कृत्तद्धित०। तस्मात्) स्त्री पुरुष (प्र. द्वि. औ)=स्त्री पुरूषौ. દ્વંદ્વમાં હવેવિ શેષ કહે છે—

**देवताद्वन्द्वेपूर्वपदस्यवादीर्घोवक्तव्यः ॥** અર્થ—દેવતા વાચક દ્વંદ્વસમાસમાં પૂર્વપદ દીર્ઘ થાય છે, તથા કોઇ પ્રયોગમાં થતો નથી. अग्निमारुतौ ઈત્યાદિમાં એ પ્રમાણે अग्निश्च सोमश्च એ વિગ્રહમાં અગ્નિઅલ્પ સ્વર છે તેથી પૂર્વ નિપાત થાય ( समासप्रत्यययोः ) अग्निसोम ( कृत्तद्धित० । तस्मात् ) (देवताद्वंद्वे) अग्निसोम (क्विलात०) પ્રાપ્ત એનો બાધક ( सात्पदाद्योः ) એ ઉપર કહે છે—

**अग्न्यादेःसोमादीनांषत्वं वक्तव्यम् ॥** અર્થ—અગ્નિઆદિની પછી સોમઆદિ શબ્દોના सકારનો षકાર થાય છે. (सात्पदाद्योः। નો બાધક આસૂત્ર છે. सકારનો षકાર તથા औ= अग्नीषोमौ (અગ્નિ તથા ચંદ્રમા) इन्द्रश्च बृहस्पतिश्च=इन्द्राबृहस्पती, सूर्यश्च चंद्रमसश्च=सूर्याचंद्रमसौ ( ઇંદ્ર તથા બૃહસ્પતિ, સૂર્ય તથા ચંદ્રમા) (देवताद्वंद्वे पूर्वपदस्य आकारः। દેવતા વાચક દ્વંદ્વ સમાસમાં પૂર્વપદને દીર્ઘ થાય છે.

**एकवद्भावोवासमाहारेवक्तव्यः ॥** અર્થ—સમાહારના એકત્વથી સમાહારમાં એક વચન સિદ્ધ છે. ત્યારે વાગ્રહણ શા

માટે ? વાગ્રહણથી ક્વચિત્ દ્વિવચનના ઇતરેતરના યોગમાં એકવચન થાય છે. કોઇ પ્રયોગમાં બહુવચનોના ઇતરેતર યોગમાં એકવચન થાય છે. (સમાહાર દ્વંદ્વસમાસમાં પદોનો સમાસ કર્યે છતે એકવદ્ભાવ એકવચન વિકલ્પથી થાય છે. વિકલ્પમાં બહુવચન નથી થતું. (એકવદ્ભાવો૦) એમાં સમુદાય પ્રાધાન્ય વિવક્ષામાં એકવચન છે. અવયવાર્થ પ્રાધાન્ય વિવક્ષામાં પદમાં બહુવચન પણ થાય છે. )

**शशाश्च कुशाश्च पलाशाश्च=शशकुश पलाशाः** અથવા **शशकुशपलाशम्** (શશલો, દર્ભ, તથા ખાખરો)

**॥ अन्यादिना विभक्तिलोपे कर्मव्यतिहारे पूर्वपदस्य सगागमो भवति ।** અન્યઆદિના શબ્દોના સમાસમાં વિભક્તિ લોપ કર્યેછતે કર્મવ્યતિહારમાં પૂર્વપદનો **सक्** આગમ થાય છે. અન્યોઅન્ય એક ક્રિયાકરણ કર્મવ્યતિહાર છે. (અન્યઆદિના વિગ્રહવડે **समासप्रत्यययोः** થી વિભક્તિલોપ કર્યે પૂર્વપદને **सक्** આગમ થાય છે) **अन्यश्च अन्यश्च= अन्यस्+अन्य (स्रो० । हसेप । अतोऽत्युः । उओ । एदोतोऽत: । अतोऽम् )=अन्योऽन्यांविप्रानमन्ति** ( એકબીજા પરસ્પર બ્રાહ્મણો નમસ્કાર કરે છે). **परश्च परश्च=परस्परम्** (સામસામા) **परस्परम्** એ પ્રકારે અહિંઆં **कस्कादि** ગણથી વિસર્ગ તથા ઉપધમાનીયનો અભાવ છે.

**एकत्वे द्विगुद्वन्द्वौ ॥** અર્થ–એકત્વમાં વર્તમાન દ્વિગુ દ્વંદ્વ બેય સમાસ નપુંસકલિંગ થાય છે.

દ્વિગુ સમાસમાં નિત્ય એકવચન થાય છે. અકારાંતથી નિત્ય ईप् પ્રત્યય પ્રાપ્ત તે સ્ત્રીલિંગજ થશે. અકારાંત રહિત ઈકારાંતથી નિત્ય નપુંસકલિંગ થશે. દ્વંદ્વ સમાસમાં ઇતરેતર યોગમાં દ્વિવચન જ થાય છે વિકલ્પમાં કયાંહીં એકવચન થાય છે. સમાહારમાં બહુવચન પક્ષે થાય છે. કયાંહી એકવચન પણ ત્યાં જ્યાં એકવચન ત્યાં નપુંસકલિંગજ. દ્વિવચન અને બહુવચન જેવું થવું જોઇએ તેવુંજ થાય છે.

એ પ્રમાણે દ્વંદ્વ સમાસ છે.

---

## હવે દ્વિગુ સમાસ કહે છે.

**संख्यापूर्वोद्विगुः ॥** અર્થ–સંખ્યાવાચી શબ્દ જેના પૂર્વપદમાં છે, તથા જ્યાં આગળ સમાહાર વાચક છે, તે દ્વિગુ સમાસ થાય છે.

**समाहारेऽतईप्द्विगुः ॥** અર્થ–સમાહાર અર્થમાં (એકીકરણ અર્થમાં) દ્વિગુ સમાસ થાય છે. આકારાંત દ્વિગુ સમાસથી (સ્ત્રીલીંગમાં) ईप् પ્રત્યય થાય છે.

**पात्राद्यन्ततोद्विगुर्नेबन्तः ॥** અર્થ–પાત્રાદિ અંતવાળો દ્વિગુ સમાસ ईप् પ્રત્યયાંત થતો નથી.

**पंचानां पात्राणां समाहारः पंचपात्रम्** (પાંચના પાત્રોનો સમાહાર તે **पंचपात्रम्** (પાંચના પાત્રનો સમુહ) **द्विभुवनम्** (બે ભુવન) **त्रिभुवनम्** (ત્રણ ભુવન) ( બે ભુવનનો સમાહાર દ્વિ ભુવનં, ત્રણ ભુવનનો સમાહાર ત્રિભુવનં) ચાર માર્ગનો સમુહ (સમાહાર) **चतुष्पथम्**, દશ ગામનો સમાહાર **दशग्रामी**, પાંચ અગ્નિયોનો સમાહાર (એકત્ર કરેલ) તે **पंचाग्नि**, પાંચની ગાયોનો સમુહ **पंचगु** નપુંસકત્વથી હ્રસ્વત્વ (**पंचानां गवां समाहारः** વિગ્રહમાં ( **समास० ) पंचनगो (नाम्नोनो० । कृत० । तस्मात्) पंच्चगो (नपुंसकात्० । नपुंसकस्य०) पंचगु** થયું)) **त्रयाणां फलानां समाहारः** વિગ્રહમાં (**समास०**) **त्रिफल ईप** પ્રાપ્ત ( **उक्तार्थानाम प्रयोगः। आवतः० । आपः** ) **त्रिफला** શંકા થાય છે જે **त्रिफला** સંખ્યા પૂર્વકથી દ્વિગુ સમાસ છે, ફલ શબ્દ અકારાંત છે; તેથી **ईप्** થવો જોઇએ તે કહે છે **रूढितः** રૂઢિ છે તેથી **ईप्** થતો નથી. લોક પ્રસિદ્ધ છે. એ પ્રમાણે દ્વિગુ સમાસ છે.

## હવે બહુ વ્રીહિ સમાસ કહે છે.

**बहु व्रीहि रन्यार्थे ॥** અર્થ—અન્ય પદાર્થ પ્રધાન જે સમાસ તે બહુ વ્રીહિ સંજ્ઞક સમાસ થાય છે.

**बहु धनं यस्य स बहु धनः** (બહુ ધન છે જેનું તે **बहुधनः**

**अस्ति धनं यस्य सोऽस्ति धनः** ( વિદ્યમાન ધન છે જેનું તે)

**अस्तिधनः** છે (**अस्ति** સત્તાર્થ વાચક અવ્યય છે ) અવ્યયવત્વથી **अस्ति** આદિકનો પૂર્વ નિપાત અન્ય પ્રાધાન્યથી બહુવ્રીહિ થયો અવ્યયી ભાવ થયો નહીં. અંતર અંગ જેનું તે **अन्तरंग, बहिरंङ्ग** (બહારનું અંગ) **उच्चैमुखः** (ઉંચું મુખ) ॥ **तेन सहेति तुल्ययोगे ।** સહ એ પ્રકારે એ તૃત્યાંતવડે સમાસ થાય છે તે તુલ્ય યોગ બહુ વ્રીહિ છે. (**सहादेः सादिः** ) એ પ્રમાણે કહેવાવડે **स** કાર થાય છે **पुत्रेण सहवर्तमानः=सपुत्र** ( પુત્રે સહ વર્તમાન ) **सोवा इतिकेचित्** (સને વા એ પ્રમાણે કેટલાક કહે છે.) **सहपुत्रो वा गतः** (અથવા પુત્ર સહવર્તમાન ગયો.) તુલ્ય યોગ વચન પ્રાયિકં કર્મવડે સહવર્તમાન સકર્મક છે. **सलोमक** (રોમ સહવર્તમાન એવો પુરૂષ) બહુવ્રીહિ બે પ્રકારનો છે. એક **त**દ્ગુણ સંવિજ્ઞાન, બીજો **अ**તદ્ગુણ સંવિજ્ઞાન. તેના પ્રધાન ભૂત પુરૂષ આદિકના એક દેશ અવયવભૂત જેમાં વિશેષણત્વવડે જણાયછે, તે તદ્ગુણ સંવિજ્ઞાન બહુવ્રીહિ છે. **लम्बौकर्णौयस्यसलम्बकर्णः** (લાંબા છે બે કાન જેના તે **लंबकर्णः** ) છે. **कर्ण** ( કાન) પુરૂષનો એક દેશ છે, તેજ સમસ્યમાન વિશેષ્યભૂત પુરૂષાદિના વિશેષણ વડે જણાણો તેથી તદ્ગુણ સંવિજ્ઞાન બહુ વ્રીહિ છે. **कर्णौलम्बौ** એમ કેમ ન થયું તે કહે છે—

**बहुव्रीहौ विशेषणसप्तम्यंतयोः पूर्वनिपातो वक्तव्यः ॥** અર્થ—બહુ વ્રીહિ સમાસમાં વિશેષણ તથા સ-

પ્તમી અંત પદનો પૂર્વ નિપાત પ્રયોગ થાય છે. **लम्ब, कर्ण** શબ્દનું વિશેષણ છે, તેથી પૂર્વ પ્રયોગ થયો. ધન હાથમાં છે જેને (જેનું) તે **कर धनः**, બુદ્ધિ કૃષ્ણમાં છે જેની તે **कृष्ण मतिः**, બુદ્ધિ ધર્મમાં છે જેની તે **धर्म बुद्धिः**, કંઠમાં છે હાર જેને તે **कंठहारः**, હાથમાં કંકણ છે જેને તે **कर कंकणः**, પૃથ્વિમાં કીર્તિ છે જેની તે **भुवन कीर्तिः ॥ प्रहरणार्थेभ्यः परेनिष्ठासप्तम्यो वक्तव्यौ ॥** પ્રહાર અર્થથી પરનિષ્ઠાને સાતમી વિભક્તિ બહુવ્રીહિ સમાસમાં થાય છે. **॥ क्तक्तवतूनिष्ठा ॥ क्त, वतू** એ બે પ્રત્યયો નિષ્ઠા સંજ્ઞક છે, **॥ चक्रपाण्यादौन ॥** ચક્રપાણિઆદિમાં પૂર્વ નિપાત થતો નથી. **चक्रं पाणौ यस्यसः चक्रपाणि** (ચક્ર હાથમાં છે જેને તે **चक्रपाणि** (વિષ્ણુ) એજ પ્રમાણે **दण्डः पाणौयस्यसदंडपाणि** ( દંડ છે હાથમાં જેના તે **दंडपाणि** (દંડી, સંન્યાસી) **अस्युद्यतः=उद्यतासि** (ઉગામેલ છે તલવાર તે **उद्यतासि**) એ પ્રમાણે પણ થાય છે. **॥ प्रियादीनावा ॥** પ્રિયઆદિનો બહુ વ્રીહિ સમાસ થાય છે. **प्रियगुडः गुडप्रियः** (ગોળ છે પ્રિય જેને તે) **॥ इन्द्रादिभ्यश्च । इन्द्वादि** શબ્દોથી સપ્તમ્યંતનો પૂર્વ નિપાત થતો નથી. **इन्दुशेखरे यस्यसाविन्दुशेखरः** (ચંદ્ર છે શિખરમાંજેના તે **इन्दुशेखरः** (શંકર) **पद्मंनाभौयस्य स पद्मानाभः** (નાભિમાં છે પદ્મ જેના તે **पद्मनाभः** (વિષ્ણુ) જેની ધ્વજામાં કપિ છે તે **कपिध्वजः** (અર્જુન)

॥ प्रजा मेधयोरसुक् । પ્રજા તથા મેધા શબ્દને असुक् આગમ થાય છે. સારી છે પ્રજા જેની તે सुप्रजा, ખરાબ છે બુદ્ધિ જેની તે दुर्मेधा એઓને असुक् આગમકિત છે માટે અંતમાં થાય તેથી सुप्रजा+असुक्, दुर्मेधा+असुक् તેમાં उक् ઉચ્ચારણાર્થ છે. (यस्यलोपः)=सुप्रजस्, दुर्मेधस् (कृत्तद्धित०। तस्मात्) अत्वसोः सौः । स्रो०) सुप्रजाः, सुप्रजसौ, सुप्रजसः, दुर्मेधाः, दुर्मेधसौ, दुर्मेधसः એજ પ્રમાણે अप्रजाः (પ્રજારહિત જે છે તે) ક્વચિત અન્યમાં પણ मन्दमेधाः (મંદ બુદ્ધિ જેની છે તે) अल्पमेधाः (અલ્પબુદ્ધિ જેની છે તે) ઇત્યાદિ.

धर्मादन् केवलात् ॥ અર્થ-કેવલ પૂર્વપદથીપર જે ધર્મ શબ્દ (અન્યઅર્થમાં વર્તમાન ધર્મશબ્દ) થી अन આગમ બહુવ્રીહિ સમાસમાં થાય છે. (બહુવ્રીહિ સમાસમાં ધર્મ શબ્દથી अन् પ્રત્યય થાય છે)

सुष्ठुधर्मोयस्य(સારો ધર્મ જેનો) વિગ્રહ(समास०)सुधर्म+अन्(यस्यलोपः । नोपधायाः । ह्रसेपः । नाम्नो०) सुधर्मा (સારા ધર્મવાળો) कल्याणधर्मा (કલ્યાણકારી ધર્મવાળો) केवलात् શા-માટે ? परमः स्वो धर्मोयस्य स परमस्य धर्म (પરમ (શ્રેષ્ટ, ઉત્તમ) પોતાનોધર્મ છે જેનો તે परमस्वधर्म (પોતાનો ધર્મ શ્રેષ્ટ છે જેનો તે) ॥ जायाया निङादेशो बहुव्रीहौ वक्तव्यो यलोपश्च । બહુવ્રીહિમાં જાયાને निङ् આદેશ થાયછે તથા યલોપ થાયછે.

लक्ष्मी जानिः । उत्पूतिसुसुरभिभ्यां गन्धशब्दस्ये कारान्तादेशो बहुव्रीहौ वक्तव्यः । उत्, पूति, सु, सुरभिथी પછી ગંધ શબ્દને ઇકારઅંત આદેશ બહુવ્રીહિમાં થાય છે. (કહ્યો છે) उद्गन्धिः, पूतिगन्धिः, सुगन्धिः सुरभिगन्धिः ।

आगन्तुक एकवचनान्तस्य वा । આગંતુક એકવચનને બહુવ્રીહિ સમાસ થાય છે. सुगन्धि आपणः सुगन्धोवा ।

अल्पाख्यायांच । અલ્પ આખ્યામાં ( કહેવામાં ) અલ્પ પર્યાયનો ગંધશબ્દ બહુવ્રીહિ થાય છે. सूपोऽल्पो यस्मिन् तत् सूपगन्धि (દાળ અલ્પ છે જેમાં તે सुपगान्धि) ભોજન घृतगांधि (ઘી અલ્પ છે જેમાં તે) અથવા કેટલાક सूपगन्धम्, घृतगन्धम् એ પ્રમાણે કહે છે. ॥ उपमानाच्च । તથા ઉપમાનથી બહુવ્રીહિ થાય છે. पद्मस्येय गन्धोयस्येति पद्मगन्धिः ( પદ્મના સરખી છે ગંધ જેની એ પ્રકારે पद्मगन्धिः) મતાંતરે વિકલ્પ છે.

॥ ऊधसोऽनङ् । ऊधः અંતથી બહુવ્રીહિને अनङ् આદેશ સ્ત્રી લિંગમાં થાય છે. कुण्डोघ्नी गौः (કુંડ ભરાય એટલું દુધ કાઢનારી ગાય) પુલિંગમાં તો कुण्डोधा गोगणः છે.

धनुषश्च ॥ અર્થ–બહુવ્રીહિમાં ધનુષ શબ્દના અંતના ષકાર નો अन् આદેશ થાયછે.

शार्ङ्ग धनुर्यस्य स शार्ङ्ग धन्वा ( શારંગ ધનુષ છે જેનું તે शार्ङ्ग धन्वा છે. ॥ संज्ञायां वा । (તથા સંજ્ઞામાં બહુવ્રીહિ થાય છે.

**शतधन्वा** (શતધન્વા રાજાનું નામ છે.) **शतधनुः** (શતધનુ રાજાનું નામ છે.) **पुष्प धन्वा** (પુષ્પનું ધનુષ્ય છે જેને તે **पुष्प धन्वा** (કામદેવ) ઇત્યાદિ. **रूपवती** (પ્ર. એ.) **हसेप:०** । **भार्या** ( પ્ર. એ.) **आप:०।=रूपवती भार्या यस्य** (રૂપવાળી સ્ત્રી જેની) એ પ્રમાણે વિગ્રહમાં વિભકિત લોપ કર્યે બાકી **रूपवती भार्या** એ પ્રકારે છે—

**अन्यार्थे ॥** અર્થ-(સ્ત્રીલિંગના અન્ય અર્થમાં હ્રસ્વ થાયછે.) સ્ત્રી પ્રત્યયાંતના અન્ય અર્થમાં હ્રસ્વ થાય છે

સ્ત્રી લિંગના એ ગૌણુ છે જો મુખ્ય અર્થ કરો તો **अतिक्रांता लक्ष्मीः यस्यस आति लक्ष्मीः** (ઓલંધી ગયેલ છે લક્ષ્મી જેની તે **आति लक्ष्मीः** તથા **आति चमूः** (ઓલંધી ગયેલ છે સેના જેની) એઓ હ્રસ્વ થશે સ્ત્રી લિંગત્વથી જો ગૌણુત્વ નહીં કરો તો **राजकुमारी, ब्रह्मविद्या** એને પણ હ્રસ્વ થઇ જશે. માટે સ્ત્રી પ્રત્યયાંત મુખ્ય છે. અન્યથા પૂર્વ પદમાં **रूपवती** ઇત્યાદિમાં પ્રસંગ તેથી **भार्या** શબ્દને હ્રસ્વ થાય છે **रूपवती भार्य** એ પ્રમાણે થયું.

**पुंवद्वा ॥** અર્થ-સમાસ છતાં સમાનાધિકરણમાં સ્ત્રીલિંગ પર છતાં પૂર્વ સ્ત્રી વાચક પ્રત્યયાંત નામના પુંલિંગ વાચકના તુલ્યરૂપ થાય છે. **रूपवतीनो ईप्** પ્રત્યય નિવૃત થયો **रूपवत्भार्य** (भवे जवा) **रूपवद्भार्यः** થાય છે.

**गोः ॥** અર્થ-અન્યાર્થમાં વર્તનાર જે **गो**શબ્દ છે તે અંત નામનો હ્રસ્વ થાય છે.

**पंचगावो यस्यासौ पञ्चगुः** (પાંચ ગાયો છે જેની તે **पञ्चगुः** છે. **॥ संख्या सु व्याघ्रादिपूर्वस्य पादशब्दस्याकारस्यलोपो वक्तव्यः ।** સંખ્યા એક બે ઈત્યાદિ, શોભનાર્થ વાચક **सु** અવ્યય, વ્યાઘ્રઆદિ શબ્દ ઉપમાને પ્રાપ્ત એ આદિમાં વર્તમાન જે પાદ શબ્દનો તે સંબંધી **अ**કારનો લોપ થાય છે. બહુવ્રીહિ સમાસમાં સર્વ વિભક્તિયોનાં પર છતાં

**सहस्रंपादाः यस्य, व्याघ्रस्य पादाविवपादौयस्य, शौभनौ पादौयस्य,** વિગ્રહમાં બહુવ્રીહિ સમાસમાં (**समासप्र०**) વિભક્તિલોપ=**सहस्रपाद, व्याघ्रपाद, सुपाद,** સહસ્રસંખ્યા પૂર્વ છે, વ્યાઘ્રપદ પૂર્વછે, **सु** ઉપસર્ગ પૂર્વછે. **पादना अ**કારનો લોપ થયો= **सहस्रपाद्. व्याघ्रपाद्, सुपाद्,** હસાંતવત્ પ્રક્રિયા કરવી.

**टाडकाः ॥** અર્થ-સમાસ કર્યે છતે **ट, अ, ड, क,** એ પ્રકારે એઓ પ્રત્યયો થાય છે. **ट** તત્પુરૂષમાં, **अ**કાર દ્વંદ્વમાં, **ड**કાર બહુવ્રીહિમાં જાણવો, અને **क**કારનો **अनियम** છે.

**अचिन्त्यो महिमायस्य** (અચિંત્ય મહિમા જેનો) વિગ્રહમાં (**समासप्र०**) **अचिंत्य महिमन्** થયું+**ट**પ્રત્યય=**ट**કાર **ईबर्थ,** **ड**કાર **टि**લોપાર્થ, **अ**કાર **क**કાર યથાસ્થિતજ છે.)

**नोवा ॥** અર્થ—નકારાંત પદના ટિનો લોપ થાય છે સ્વરપર છતે તથા યકારપર છતે.

**महिमन्** अકાર नકારનો લોપ (स्वर०) अचिंत्य महिम (कृत्त०) तस्मात्० । अचिंत्य महिम (પ્ર. એ. । स्रो० ) अचिंत्य महिमः (અચિંત્ય છે મહિમા જેનો તે) વા ગ્રહણથી કોઇ પ્રયોગમા ટિનો લોપ થતો નથી પણ ઉપધાનો લોપ થાય છે अह्नोमध्यं=मध्याह्नः (દિવસનો મધ્ય તે मध्याह्नः. द्वयोरह्नोः समाहाराद्व्यह्नः (બે દિવસનો સમાહાર द्व्यह्नः) अह्नः मध्यं (क्वचिद् गुणोऽपि परत्वं । समास प्र०)=मध्य अहन् (सवर्णे०) વા ગ્રહણથી હકારના अકારનો લોપ । टપ્રત્યય (स्वर० । मध्याह्न, (कृत्त० । तस्मात्० । मध्याह्न (પ્ર. એ.) (स्रो०) मध्याह्नः દેવશબ્દ માફક. એ પ્રમાણે सायाह्नः द्व्यह्नः આદિ છે.

**कवीनांराजा** (કવિયોનો રાજા) વિગ્રહમાં તત્પુરૂપ સમાસ (समासप्र०) कविराजन्+टપ્રત્યય (चुटू । नोवा । स्वर०) कविराज (कृत्त० । तस्मात्) कविराज (પ્ર. એ. । स्रो०) कविराजः (કવિયોનો રાજા) દેવદત્. टકાર અનુબંધથી (ष्ट्राञ्रितः) થી ईपूप्रત્યય=कविराजी । એ પ્રમાણે महाराजः આદિ જાણવું. राज्ञांपूः (રાજાઓની નગરી) વિગ્રહમાં તત્પુરૂપ સમાસ (समासप्र०) राजन् पुर् अप्रत्यय (नाम्नो०) (स्वर०) राजपुर (कृत्० । तस्मात्) राजपुर (પ્ર. એ. (अतोऽम् । अम्शसो०) राजपुर-

म् (રાજાઓની નગરી) कुल શબ્દ માફક રૂપો. वाक्च मनश्च વિગ્રહમાં દ્વંદ્વ સમાસ થાય છે (समासप्र०) वाच् मनस् (चोः कुः) चकारनो क् થયો=वाक् मनस् (अमे अमावा) કકારનો ङ्-કાર=वाङ् मनस् ( टाङका: ) થી अ પ્રત્યય (स्वर० ) वाङ्=मनसः થયું. दक्षिस्यांदिशि पन्थाः એ પ્રકારે दक्षिणापथः (દક્ષિણ દિશામાં (મુસાફર) માર્ગ) થાય છે. આ તત્પુરૂષ સમાસ છે. (दक्षिणस्यांदिशि पन्था: (દક્ષિણ દિશામાં મુસાફર અથવા માર્ગ છે) વિગ્રહમાં તત્પુરૂષ સમાસ (समासप्र०)=दक्षिणा पथिन्+अप्रત્યય (नोवा) થી टि લોપ (स्वर०) दक्षिणापथ (कृत०) दक्षिणापथ (પ્ર.એ. । स्रो०) दाक्षिणापथ: ) દેવવત્ રૂપો. કોઇ ड પ્રત્યયની ઇચ્છા કરે છે. । अहश्च रात्रिश्च=अहोरात्रम् દ્વંદ્વ સમાસ છે. ( अहश्चरात्रिश्च વિગ્રહમાં દ્વંદ્વ સમાસ (समास०) अहन् रात्रि (अह्नः सः । स्रो० । हवे । उओ )=अहोरात्रि રાત્રિઆદિ વર્જિતથી રેફ ન થયો. (टाडका) ड પ્રત્યય ( चुटू । डितिटेः।स्वर०)=अहोरात्र (પ્ર. એ. । अतोऽम् । अम्शसो०) =अहोरात्रम् (દિવસ અને રાત્રિ)) ॥ अहोरात्रमित्यत्रनपुसक त्वं वा वक्तव्यम् । અહો રાત્ર એ પ્રમાણે અહિંઆં નપુંસકત્વ વિકલ્પે થાય છે. તેથી अहोरात्र: (દિવસ અને રાત્રિ) ॥ रात्राह्नाहाः पुंसि । रात्र તથા अह्न अहः એઓ પુલિંગજ થાય છે. सर्वरात्र:। (રાત્ર અને દિવસ) सर्वाह्नः (આખો દિવસ, રાત્રદિવસ)

त्र्यहः (ત્રણ દિવસ) द्वौच त्रयश्च= द्वित्राः (બે તથા ત્રણ) દ્વંદ્વ સમાસ છે. पंचषाः (પાંચછ) (द्वौच त्रयश्च વિગ્રહમાં દ્વંદ્વ સમાસ (समास०) द्वित्रि+ड પ્રત્યય ડિત્વથી લોપ (स्वर०) द्वित्र (પ્ર.બ.। सवर्णे० । स्रो०)=द्वित्राः) पंचपषपटञ्च વિગ્રહમાં દ્વંદ્વ સમાસ છે समास० पंचन् षष+ड પ્રત્યય (नाम्नो०) ડિત્વથી ટિલોપ (स्वर०) पंचष નામસંજ્ઞા पञ्चष (પ્ર. બ. । सवर्णे । स्रो०) पञ्चषाः बहुत्व विवक्षायां वहु वचनं जस् । બહુપણાના કેહેવામાં બહુવચનને जस् પ્રત્યય થાય છે. बहवो राजानो यस्यां सा बहु राजा नगरी બહુ રાજાઓ જેમાં તે बहुराजा नगरी) बहवो राजानोयस्यां नगर्यां (બહુ રાજાઓ જે નગરીમાં) વિગ્રહમાં બહુવ્રીહિ સમાસ (समास प्र०) बहुराजन्+ड પ્રત્યય ડિત્વથી टि લોપ (स्वर०) बहुराज (आबत:०)=बहुराजा નામસંજ્ઞા (आप:) बहुराजा નગરીનું નામ છે. ) बहवः कर्तारः यस्य (ઘણા કરનાર છે જેના) વિગ્રહમાં બહુવ્રીહિ સમાસ (समासप्र०) बहुकर्तृ (टाडकाः) क પ્રત્યય તથા નામસંજ્ઞા=बहुकर्तृकः ( યજ્ઞ મકાન, ગ્રંથનું નામ છે.)

---

## હવે કર્મ ધારય સમાસ કહે છે.

**कर्मधारयस्तुल्यार्थे ॥** અર્થ—પદ એમાં એ પ્રકારે પૂર્વપદમાં તથા ઉતર પદમાં એકાર્થ સંબંધમાં વિશેષણ વિશેષ્યત્વ

વડે પદ બેયમાં પણ એક વસ્તુ વાચકમાં છતાં જે અન્વય તે કર્મ ધારય નામે સમાસ છે.

**नीलं+उत्पलं=निलोत्पलं** (કાળુ કમળ) **रक्ता+लत्ता=रक्तलत्ता** (રાતી વેલ) **पुमानः+कोकिलः=पुंस्कोकिलः** (પુરૂષ જેવી કોયલ છે.) **नीलंच तदुत्पलंच=नीलोत्पलम् । रक्ताचासौलताच=रक्तलता, पुमांश्चासौ कोकिलश्च=पुस्कोकिलः ।**

નીલં શબ્દ વિશેષણ છે તથા ઉત્પલ શબ્દ વિશેષ્ય છે **नीलं** વિ-શેષણથી પૂર્વ તથા નિપાત છે. ગુણ અને દ્રવ્યનો આધાર આધેયસંબંધ હોવાથી એકાર્થ વાચક છે. કાળુજ કમળ અથવા કમળજ કાળું છે. એથી કર્મ ધારય સમાસ થયો એજ પ્રમાણે **रक्तलत्ता** (રાતી વેલ) છે. **पुंस्कोकिल** સ્થિત છે, તેને (**संयोगांतस्यलोप**) એ સૂત્ર પ્રાપ્ત તેના નિવારણ માટે સૂત્ર કહે છે.

**पुंसः खपे रव्यावर्जिते च अम्परे संयोगान्तस्यालोपो वक्तव्य ॥** **खप** પ્રત્યાહારપર છતાં **पुंस्** શબ્દના સંયોગાંતનો લોપ થતો નથી. (**पुंस्** શબ્દની પછી **खप** પ્રત્યાહાર હોયતો સંયોગાંતના **स**કારનો લોપ થતો નથી. )= **पुंस्कोकिलः** એજ પ્રમાણે **परम+ईश्वरः=परमेश्वरः, महा+ईश्वरः=महेश्वरः, महादेव.** ઈત્યાદિ.



ફરીને સમાસ વિશેષ કહે છે.

## હવે ફરી તત્પુરૂષ સમાસ કહે છે.

**नाम्नाश्च कृता समासः ॥** અર્થ- **प्र**આદિ ઉપસર્ગ-નો, તથા નામનો કૃદંતવડે સમાસ તે તત્પુરૂષ સંજ્ઞક છે. **च**કારથી **कु**શબ્દનો, અવ્યયનો, **उरी उररी** શબ્દનો તથા **श्वि**પ્રત્યયાંત આદિનો કૃદંતવડે સમાસ તત્પુરૂષ થાય છે.

**प्रकृष्टः+वादः=प्रवादः** (ઘણોવાદ) **कुंभकारः** (કુંભાર) (સિઆદિ અંતવાળાનો કરેલ કૃદંત પ્રત્યયવડે જે અન્વય, તથા **प्र**આદિ ઉપસર્ગનો કૃદંતવડે જે અન્વય તે તત્પુરૂષસંજ્ઞક સમાસ થાય છે. **च**કારથી **सह**આદિ અને ગતિસંજ્ઞક પણ ગ્રહણ થાય છે. **प्रकर्षेणवादः** એમાં પ્રઉપસર્ગનો કૃદંતવડે સમાસ **(समासप्र०)** **=प्रवाद्**નામ સંજ્ઞાથી **प्रवाद्** (પ્ર. એ. **स्रो०**) **प्रवादःकुंभं क-रोति** વિગ્રહમાં **(कार्येऽण । समासप्र०)=कुंभकृ णि**ત્વથી વૃ-દ્ધિ**=कुंभकार** કુંભકાર કૃદંત પ્રત્યયના સહિતથી તત્પુરૂષ સંજ્ઞક સમાસ થયો.)

**सहादेः सादिः ॥** અર્થ-સમાસમાં **सह, सम्, तिरस्** ઇત્યાદિ પૂર્વપદના ક્રમવડે **स, सम्रि, सध्रि, तिरि,** ઇત્યાદિ આદેશો થાય છે. **सह+अञ्चति=सध्र्यङ्** (સાથે જાય છે તે **सध्र्यङ्**) **सम्+अञ्चति=सम्यङ्** (સારૂં જાય છે તે **सम्यङ्**) **तिरः+अ-ञ्चति=तिर्यङ्** (તીર જાય છે તે **तिर्यङ्**) ક્વચિત્ એઓ આદેશ

થતા નથી **सह+चरति=सहचरः** (સાથે જાય છે તે **सहचरः**) સાથે જનાર

**सहपुत्रेण** વિગ્રહ (**नाम्नाश्च०**) **च**શબ્દથી તત્પુરૂષ સમાસ (**समासम०**)=**सहपुत्र**-( **सहादेःसादिः** ) **सह**નો **स**આદેશ=**सपुत्र** નામસંજ્ઞા (પ્ર. એ.) । **स्रो०सपुत्रः** પ્રક્રિયા કૌમુદીના મતમાં બહુવ્રીહિ સમાસ છે. (**तेन सहेति तुल्ययोगे**) તુલ્યયોગમાં વર્તમાન સહશબ્દરૂપ તૃતીયાંતવડે સમસ્યંત થાય છે તે બહુ વ્રીહિસમાસ છે. **सह अंचति** વિગ્રહમાં **अंचु**ગતિ પૂજનયોઃ ધાતુથી (**क्विप्अत्यय। क्विपः सर्वापहारीलोपः । अंच् ।** સ્થિત છે (**नोलोपः** નકારના આદેશરૂપ અનુસ્વારનો લોપ (**सहादेः सादिः**) **सहनो सध्रि** આદેશ (**इयंस्वरे**) **सध्र्यच्** નામસંજ્ઞા **सध्र्यच्** (પ્ર. એ. (**अंचेः पुंसिपंचसुनुम् । स्तोश्चु० । हसेप० । संयोगांतस्य० । चोः कुः**) **सध्र्यङ्** પુલિંગમાં પ્રક્રિયા છે. **प्रत्यच्** શબ્દના તુલ્ય. **समञ्चति** પ્રાદિ કૃદંત પ્રત્યયથી તત્પુરૂષ સમાસ **समृ**ને **समि** આદેશ (**इयंस्वरे**) **सम्यच् तिरः तिरि**આદેશ ( **इयंस्वरे** ) **तिर्यच्** (**चोः कुः**)=**सम्यङ्, तिर्यङ् प्रत्यच्** શબ્દના તુલ્ય પ્રક્રિયા છે. કોઇ પ્રયોગમાં **सहादिनो स**આદિ આદેશ થતો નથી **सहचरः सह** નો સધ્રિ આદેશ ન થયો.

**कुगति प्रादयः ॥** અર્થ-**कु**શબ્દ, ગતિસંજ્ઞક **प्र**આદિ ઉપસર્ગપદ વિધિવડે અન્વયમાં સમાસ થાય છે, તે તત્પુરૂષ સમાસ છે.

कुत्सितः पुरुषः=कुपुरुषः (ખરાબ પુરૂષ) कुत्सितमन्नं=कुअन्न ॥ कोः कत् । કુત્સિત ईषत् (થોડા) અર્થમાં વર્તનાર कुને कत् આદેશ થાય છે. कत् (चपाऽवेजबाः=कदन्न નામસંજ્ઞા कदन्न પ્ર. એ. । अतोऽम् । अम्शसां०)=कदन्नं=कदन्नम्

**कुत्सितेषदर्थयोः ॥** અર્થ–કુત્સિત ઈષદર્થ (થોડા અર્થ) વર્તનાર कु શબ્દનો का, कव, कत्, એઓ આદેશો થાય છે. તત્પુરૂષમાં નહીં પણ બહુવ્રીહિમાં. બહુવ્રીહિમાં તો कुत्सिता वि-द्या यस्यासौ कुविद्यः (ખરાબ વિદ્યા જેની તે कुविद्यः) कुत्सि-ताउष्ट्रा यस्य स कूष्ट्रः (ખરાબ છે ઉંટ જેનાં તે कूष्ट्रः) कुत्सितः पन्था यस्मिन्नसौ कुपथो देशः (ખરાબ માર્ગ જેમાં છે એ कुपथोदेशः (ખરાબ માર્ગવાળો દેશ.) ॥ काक्कवकदुष्णे । ઉષ્ણશબ્દનીપરમાં कुશબ્દનો का, कव, कत् એઓ આદેશો થાય છે.

कु ईषदुष्णं=कोष्णम्–कवोष्णम्–कदुष्णम् (થોડું ઉંનું) कुई-षत्लवणं=का लवणम् (થોડું લવણ)

**पुरुषेवा ॥** અર્થ–પુરૂષશબ્દમાંપરમાં कुશબ્દનો વિકલ્પે का આદેશ થાય છે. તત્પુરૂષમાં. कुत्सितः पुरुषः=कुपुरुषः–कापुरुषः એ-પ્રમાણે कत्तृणं, कद्रथः, कद्वदः, कदध्वा, कापथः, काक्षः, का-ग्निः, कदग्निः ઇત્યાદિ પ્રયોગના અનુસારવડે જાણવા. कुत्सि-तास्त्रयः=कत्त्रयः

**षषउत्वंदधोर्डढौ ॥** અર્થ-**दतृ दशधा सु** પરમાં છતાં **षष्** શબ્દને **उत्व** અને ઉતરપદના આદિને ડુત્વ થાય છે. **षट्+दश=** ( **वहुवचनंजस् । जसशसोर्लुक् । नाम्नोनोलोपशधौ** ।=છવડે કરીને અધિકદશ **पोडश** *(સોળ)**षट्+धा=षोढा** (છ પ્રકારે) **धासुवा वक्तव्यं** એ પ્રમાણે વિકલ્પથી **षष्** છે તે ન **ष**કારને **उत्व** અભાવમાં **षोड:** એ પ્રમાણે **ष**નુંડત્વ=**षड्ढा. संख्यायाःप्रकारे धा** (સંખ્યાના પ્રકારમાં ધા થાય છે.) અવ્યય થી વિભક્તિનો લુક થાય છે. **षट्दंता यस्य** ( છ દાંત છે જેના ) એ વાકયમાં

**दंतस्यदतृ ॥** અર્થ-**दन्त**નો **दतृ** આદેશ થાય છે. **ऋ**કાર **नुम्** આગમ માટે છે.

**षट् दन्तायस्याऽसौ षोडन्** (છ દાંત છે જેના તે **षोडन्**) **बृहतां पत्तिः=बृहस्पतिः** (બૃહત્ (મોટા) નો પતિ તે **बृहस्पतिः**) **तत्+करः=तस्करः**, (ચોર) **महांश्चासौ ईश्वरश्च=महेश्वर** (મહાન્ તથા ઈશ્વર તે) **महेश्वरः** (શંકર) **दिव्** શબ્દને **द्यावा** આદેશ થાય છે. **द्यौश्च भूमिश्च=द्यावाभूमी** (આકાશ તથા પૃથ્વી તે **द्यावाभूमी**) આ આકૃતિ ગણ છે. સિદ્ધ શબ્દાકારને પામીને તેના અનુસારવડે આદેશ વિધાન કરાય છે જયાં તે આકૃતિગણ છે.

---

***षड्भिःअधिकादश** ઉક્તાર્થોનો અપ્રયોગ ( **समासप्र०** ) **षष्+दशन्** **ष**કારનો **उ**કાર **द**કારનો **ड**કાર (**उओ**) **षोड-**

षष् दशन् સમાસાંત વયમાં ગમ્યમાન दंत શબ્દને दतृ આદેશ થાય છે. षष्दतृ दतृपरे (षष्ठीनिर्दिष्ट०) થી षनो उ दतृ ઉત્તરપદ છે તેનાઆદિ दनो ड થયો (उओ)=षोड तृ થયું ऋ ઇત્સંજ્ઞક (त्रितोनुम्) થી नुम् (मिदन्त्यात् ०)=षोडन् નામસંજ્ઞા षोडन् त् (પ્ર. એ. । हसेप०। संयोगांत०) षोडन् षोडन्तौ षोडन्तः।

बृहत्पति पतिશબ્દપર છે તેથી बृहत् ને सुट् આગમ बृहस्पति નામસંજ્ઞા (પ્ર. એ.) । स्रो० )=बृहस्पतिः હરિશબ્દવત્. तत्+करः कर પર છે તેથી सुट આગમ=तस्कर (પ્ર. એ. स्रो०) तस्करः (ચોર) महत्+ईश्वरः ॥ महतष्टेरात्वम्। મહતશબ્દને टिनो आकार થાય છે સમાનાધિકરણમાં. महा+ईश्वरः ( अइए )=महेश्वरः દેવશબ્દવત્. ॥ दिवः द्यावा । दिवશબ્દનો द्यावा આદેશ થાય છે. द्योश्चभूमिश्चाविग्रह (समासप्र०)दिव+भूमि=दिव नो द्यावा આદેશ (गुरुशिश्व०) द्यावाभूमि નામસંજ્ઞા द्यावाभूमिः કાંઇ इन्नंतવડે (इनांसौशौ) द्यावाभूमी सिद्ध કરેછે.

---

शन् નામસંજ્ઞા षोडशन् (પ્ર. એ । हसेपः० । नाम्नो०) અથવા षोडशानां संज्ञापूरणः षोडशः। उકાર અને ढકાર (एकदशादेर्डट्) डित्વથી टिલોપ (स्वर०) देव શબ્દવત્. षट् પ્રકાર એ પ્રમાણે સંખ્યાથી પ્રકારાર્થમાં धा પ્રત્યય થયો. धा પરથી उકાર धકારનો ढકાર (उओ)=षोढा । षड्भिः प्रकारै यद्वा षड्धाप्रकारा यस्यसः षोढा (છ પ્રકારવડે કરીને જેના તે षोढा અથવા છ પ્રકાર જેના તે षोढा) અવ્યય છે.

**अलुक् क्वचित् ॥** અર્થ-સમાસ કર્યા છતાં અને તદ્ધિત પ્રત્યયપર છતાં તથા કૃદંતમાં પણ પૂર્વ પદસ્થ વિભકિતલોપ થતી નથી. **कृच्छ्रात्+मुक्तः=कृच्छ्रान्मुक्तः** (કૃચ્છ્ર થકી મુકાએલ) અહિંઆં પાંચમીનો લોપ ન થયો. **अप्सुयोनिर्यस्य** (જલમાંછે યોનિ જેની) એ પ્રમાણે **अप्सुयोनिः, उरसि लोमानि यस्यासौ उरसि लोमः** (છાતીમાં છે રોમ જેના તે **उरसिलोमः**) **हृदि स्पर्शति** એ પ્રમાણે **हृदिस्पृक्** (હૃદયમાં સ્પર્શ કરે છે એ પ્રમાણે **हृदिस्पृक्**) **कंठेकालः** (કંઠમાં કાલ) **वाचोयुक्तिः** (વાણીની યુકિત) **दिशोदण्डः** (દિશાનો દંડ) **पश्यतो हरः** (જોયેલનો શંકર) એઓમાં વિભકિતયોનો લોપ થયો નહીં.

**कृच्छ्रान्मुक्तः** એમાં પંચમીનો લોપ થયો નહીં અને તત્પુરૂષ સમાસ છે. **अप्सु योनिः** એમાં સપ્તમી બહુવચનનો લોપ થયો નહીં અને બહુવ્રીહિ સમાસ છે. **उरसि लोमः** અહિંઆં સપ્તમી ના એક વચનનો લોપ થયો નહીં. ઉત્તરપદનો લોપ થાય છે તે પ્રમાણે ઉત્તરપદની વિભકિતનો લોપ થયો. **हृदिस्पृक्** એ તત્પુરૂષ સમાસ છે. અહિંઆં કૃદંતમાં પણ વિભકિતનો લોપ નથી. એજ પ્રમાણે **कंठे काल:** સ. એ. **वाचो** છ. એ. **युक्तिः** પ્ર. એ. **दिशः** છ. એ. **दंडः** પ્ર. એ. **पश्यतो** છ. એ. એઓ પ્રયોગમાં યથા સંભવ વિભકિતનો અલુક છે.

**समासे समानाधिकरणे शाकपार्थिवादी नां मध्यम पद लोपो वक्तव्यः ॥** અર્થ-સમાસ કર્યા છતાં સમાનાધિકરણમાં વર્તમાન **शाकपार्थिवादिक्** ના મ-ધ્યમ પદનો લોપ થાય છે. **शाक प्रियश्चासौ पार्थिवश्च=शाक पार्थिव** (ખડગ અથવા મુઠી પ્રિય છે જેને એવો રાજા) આમાં પ્રિય જે મધ્યમ પદ છે તેનો લોપ થયો. **देवपूजकश्चासौ ब्राह्मणश्च=देवब्राह्मण** (દેવપૂજનકરનાર બ્રાહ્મણ) આમાં **पूजक** મધ્યમપદ છે તેનો લોપ થયો.

**आदेश्चद्वन्द्वे॥** અર્થ-દ્વંદ્વ સમાસમાં છતાં આદિપદનો લોપ થાય છે. **माता च पिता च=पितरौ** (મા તથા બાપ) **दुहिता च पुत्रश्च=पुत्रौ** (દીકરી તથા દિકરો) **श्वश्रूश्चश्वसुरश्च=श्वसुरौ** ( સાસુ તથા સસરો.)

**ऋतांद्वन्द्वे ॥** અર્થ-ऋકારાંત શબ્દના દ્વંદ્વ સમાસમાં જે પૂ-ર્વપદ તેના સંબંધી ऋકારનો **आ**કાર થાય છે. **मातृच पितृच=मातापितरौ** (મા તથા બાપ)

**द्वंद्वेसर्वादित्वंवा ॥** અર્થ- દ્વંદ્વ સમાસમાં સર્વાદિશબ્દોને સર્વાદિત્વ કાર્ય (સર્વાદિકાર્ય) વિકલ્પે થાય છે.

**वर्णाश्च आश्रमाश्च इतरेच=वर्णाश्रमेतरे-वर्णाश्रमेतराः** ( વર્ણ તથા આશ્રમ તથા બીજા)

**वैयाध-रण्येबहुव्रीहौमध्यमपदलोपो वक्तव्यः ॥** અર્થ-ભિન્ન વિભક્ત્યંતોના પદોના ભિન્નાર્થ **निष्ठत्वं वैयधि करण्य** છે. વૈયધિકરણ્ બહુવ્રીહિમાં મધ્યમ પદનો લોપ થાયછે.

**कुमुदस्यगन्धइव गन्धो यस्यासौ मुद गन्धिः** (કમળની ગંધ જેવી છે ગંધ જેની તે **कुमुदगन्धः**)=, **हंसस्य गमनमिव गमनं यस्याः सा हंसगमना** (હંસના ગમનની માફક ગમન છે જે સ્ત્રીનું તે સ્ત્રી **हंसगमना** ) **॥ उपमानात् ।** ઉપમાન ગંધ શબ્દથી **इ** પ્રત્યય થાય છે=**कुमुद गन्धिः** હરિ માફક રૂપોછે.

**दिक् संख्ये संज्ञायाम् ॥** અર્થ- દિગ્વાચક, સંખ્યાવાચક, પદસંજ્ઞામાં કહેલામાં તુલ્યાર્થવડે એકાર્થ ઉત્તરપદવડે વિગ્રહ રહિત સમાસ થાય છે, તે તત્પુરૂષ કર્મધારય સમાસ છે. **संज्ञायाम्** એ પદવડે નિત્ય સમાસ બતાવ્યો. **आविग्रहोनित्य समासः** જે નિત્ય સમાસ તે વિગ્રહરહિત અસમસ્ય માનપદ વિગ્રહ છે. અન્ય અનિત્ય સમાસ અસ્વપદ વિગ્રહ છે. વિગ્રહ બે પ્રકારનો છે. એક સ્વપદ વિગ્રહ અને બીજો અસ્વપદ વિગ્રહ પણ થાય છે. અસ્વપદવડે સમાસ વ્યતિરિક્તવડે પણ પદવડે વિગ્રહવાક્ય જ્યાં તે નિત્ય છે. તેવડે કરીને **लम्बौ कर्णौ यस्य स लम्बकर्णः** ( લાંબા બે કાન જેના તે **लम्बकर्णः**) **दात्रेण छिन्नामीति** (દાતરડા વડે કાપેલ જે ખેતર એ પ્રમાણે) સ્વપદ વિગ્રહ । અસ્વપદ વિગ્રહ

નિત્ય. જે સમાસમાં અબોધક વાક્ય રેહેતું નથી તે નિત્ય છે दक्षिणाग्निः सप्तग्रामः (દક્ષિણ દિશાનો અગ્નિ, સાત ગામો) ઇત્યાદિ.

એ પ્રમાણે સમાસ પ્રક્રિયા સમાપ્ત.

---

## હવે તદ્ધિત નિરૂપણ કરે છે.

**अपत्येऽणू ॥** અર્થ-(સંતાન) અપત્ય અર્થમાં **षष्ठ्यन्त** નામો-ને **अण्** પ્રત્યય થાય છે. વિભક્ત્યંત નામથી તદ્ધિતની ઉત્પત્તિ થાય છે. **उपगुरपत्यंपुमान्** એ પ્રમાણે વિગ્રહમાં **उपगोः+अण्(समास** **प्र०)** એ પ્રમાણે ષષ્ટીનો લોપ **ण**કાર છે તે વૃદ્ધ્યર્થ તથા **ईवर्थ** છે.

**आदिस्वरस्याञ्णातिचवृद्धिः ॥** અર્થ-સ્વરોના તદ્ધિત પ્રત્યયાંત પદસંબંધિના સ્વરોની મધ્યે જે આદિ સ્વર તેની **ञित्, णित्** તથા તદ્ધિત પ્રત્યયપર હોય તો વૃદ્ધિ થાય છે.

**उ**કારને **औ**કારવૃદ્ધિ=**औपगु+अ=**

**वोऽव्यस्वरे ॥** અર્થ-**उ**કાર તથા **औ**કારની પછી સ્વર તથા **य**કાર આવે તો **उ**કાર તથા **औ**કારનો **अव्** થાય છે.

( **कृत्तद्धित समासाश्च** ) એ સૂત્રથી નામત્વ થાય છે. નામત્વથી **सि**આદિ વિભક્તિ થાય છે.=**औपगवः** ( **उपगु** ઋષિનું સંતાન અથવા **उपगु** ઋષિના સંતાનમાહેનો પુરૂષ) **वशिष्ठनुं** અપત્ય તે

**वासिष्ठः** (વશિષ્ટનો પુત્ર) **गौतम**નું અપત્ય તે **गौतमः** (ગૌતમનો પુત્ર) (કોઇ મુનિ તેને પુલિંગ અપત્ય **औपगवः (उपगु**નો પુત્ર) કહે છે, અને તે સ્ત્રી (સંતાન) અપત્ય હોયતો **औपगवी** ઉપ. ગુની પુત્રી) એ પ્રમાણે થાય છે એમ કહે છે. **गौतम**નું સ્ત્રીલિંગ અપત્ય **गौतमी** (ગૌતમની પુત્રી થાય છે.) શિવાદિથી એ પ્રમાણે **अण्** કહેલ છે. બીજે પ્રકારે **उञ**: પ્રાપ્તિ થાય છે. **शिव**નું અપ. ત્ય તે **शैवः**, **विदेह**નું અપત્ય તે **वैदेह** છે.

**ऋअणि ॥** અર્થ-સંખ્યા સંભદ્ર પૂર્વવાળા માતૃ શબ્દ સંબંધિના **ऋ**કારની પછી **अण्** પ્રત્યય આવે તો **ऋ**કારનો **उर्**થાય છે. **षण्णां मातॄणामपत्यं=षाण्मातुर:**(છમાનો પુત્ર)(છમાઓનું અપત્ય તે **षाण्मा तुरः** છે) ત્રણ માઓનું અપત્ય **त्रैमातुरः** (ત્રણ માનો પુત્ર) બે માઓનું અપત્ય તે **द्वैमातुरः**

**अतइञनृषेः ॥** અર્થ-ઋષિ વાચક શબ્દ રહિત **अ**કારાંત નામને અપત્ય અર્થમાં **इञ्** પ્રત્યય થાય છે. આ અપત્ય અર્થ માં **अण्** પ્રત્યયનો અપવાદ છે. દેવદત્તનું અપત્ય **देवदत+इञ्** પ્ર. ત્યય **ञ्**કાર વૃદ્ધયર્થ છે. **दैवदत्तिः ।** ( દેવદત્તનો પુત્ર ) શ્રીધરનું અપત્ય તે **श्रैधारिः** (શ્રીધરનો પુત્ર) **दशरथ**નું અપત્ય **दाशरथिः** દશરથનો પુત્ર) **पुरंदर**નું અપત્ય તે **पौरंदरिः** કોઇ પ્રયોગમાં ઋષિ શબ્દને પણ **इञ्** પ્રત્યય થાય છે. તે વડે **उद्दालक** ઋષિનું અપત્ય **औद्दालकिः** (ઉદ્દાલકનો પુત્ર)હરિ શબ્દવત્

**बह्वादेश्च ॥** અર્થ–અપત્ય અર્થમાં **वह्** (બહુ) આદિની ઉપર **इञ्** પ્રત્યય થાય છે.

**बह** નું અપત્ય તે **बाह्विः**, (બહુનો પુત્ર) **उपविन्दु**નું અપત્ય **औपबिन्दविः**, (ઉપબિંદુનો પુત્ર) **कृष्ण**નું અપત્ય **कार्ष्णिः**, **उडुलोम्न** નું અપત્ય **औडुलोमिः**, **अग्नि शर्मण** નું અપત્ય તે **अग्नि शर्मिः** । સર્વત્ર તદ્ધિતમાં વિકલ્પાનું વૃત્તિ છે જે તેવડે **वासुदेवः**, (વસુનો પુત્ર) **शैवः**, **वैदेहः** ઈત્યાદીમાં **इञ्** ન થાય. **व्यास, वरुट, सुधातृ, निषाद, बिम्ब, चाण्डाल** એઓના અંતને વિકલ્પે **अक्** અને એઓથી અપત્ય અર્થમાં **इञ्** થાય છે. **वैयासकिः, वारुटकिः, सौधातकिः, नैषादिकिः, बिम्बकी, चाण्डालकिः** (ચાંડલનો પુત્ર) ઇત્યાદિ.

**ण्यायनणेयणीया गर्गनडात्रि स्त्रीपितृष्वस्रादेः॥** અર્થ–અપત્ય અર્થમાં **गर्गा**દિને, **नडा**દિને, અત્રિ આદિને સ્ત્રી લિંગને, પિતૃષ્વસ્રાદિને **ण्य, आयनण्, एयण्, णीय** પ્રત્યય થાયછે. પિતૃષ્વસ્રાદિને **एयण्** પ્રત્યય થાય છે.

ગર્ગાદિને **ण्य**, **नडा**દિને **आयनण्**, **अत्रि** આદિને **एयण्** **स्त्री** લિંગને, **णीय**, અને પિતૃષ્વસ્રાદિને **एयण्** થાય છે. **गर्ग**નુ અપત્ય **गार्ग्यः**, **वत्स**નું અપત્ય **वात्स्यः**, **जमदग्नि**નું અપત્ય **जामदग्न्यः**, **सोम**નું અપત્ય **सौम्यः**. **नड**નું અપત્ય **नडायनः** **चर**નું અપત્ય **चारायणः**, **चंद्र**નું અપત્ય **चान्द्रायणः**, ક્વચિત ષષ્ઠીનો

લુક્ થતો નથી. अमुष्य અપત્ય आमुष्यायणः (આનો પુત્ર). अत्रिનું અપત્ય आत्रेयः, मृकण्डનું અપત્ય मार्कण्डेयः, कपिनुं અપત્ય कापेयः, गंगाનું અપત્ય गांगेयः, महिનું અપત્ય माहेयः. ક્વચિત્ સ્ત્રીલિંગને अण् થાય છે. भूमिનું અપત્ય भौम्यः ॥ मातृ पितृभ्यां स्वसा । मातृ, पितृ શબ્દની પછી स्वसृ શબ્દ આવે તો સ્વસૃશબ્દના (આગળના) सકારનો ष સમાસ કર્યે છતે થાયછે. पितुः स्वसा. (समास०) पितृ स्वसृ પિતૃ શબ્દની પછીના स्वसृ ના सકારનો षકાર=पितृष्वसा, पितृष्वसुर्નું અપત્ય તે पैतृष्वस्रीयः, मातुःस्वसा मातृष्वसा, मातृष्वसुर्નું અપત્ય તે मातृष्वस्रीय છે. ॥ मातृ, स्वसृ શબ્દમાં વૃદ્ધિ થતી નથી. આદિના સદ્ભાવથી એજ પ્રમાણે स्वसृનું અપત્ય તે स्वस्रीयः અહિઆં णितोवा એ પ્રમાણે વિકલ્પથી વૃદ્ધિ ન થઇ. ॥ आयनेयीनीयियः फ ढ छ ख घा प्रत्ययादी नाम् । પ્રત્યના પ્રથમ અક્ષર જે फ, ढ, ख, छ, અને घ એઓને ક્રમે કરીને आयन्, एय्, ईन् इय्, અને इय् થાય છે. એઓ आयन्नादय છે. ॥ किति- च । किति તદ્ધિતમાં પરમાં સ્વરોને આદિના સ્વરને વૃદ્ધિ થાય છે पैतृष्वसेयः ॥ मातृष्वसुश्च । પિતૃષ્વસૃ ને જે કહ્યું તે આને (માતૃને) પણ થાય છે. मातृष्वसेयः ॥ मातृ पितृभ्यां पितारि- डामहच् । માતૃ પિતૃથીપર પિતામાં डामहच् પ્રત્યય થાય છે. મા નો બાપતે मातामहः, પિતાનો બાપ તે पितामहः થાય છે.

**लुग्बहुत्वेक्वचित्** ॥ અર્થ—અપત્ય અર્થમાં ઉત્પન્ન **अणा-दि** પ્રત્યયના બહુવચનમાં ક્વચિત અનઋષિ વિષયમાં અને ઋ-ષિ વિષયમાં પણ પ્રત્યયનો લુક્ થાય છે.

**गर्ग**નાં અપત્યો **गर्गाः** (ગર્ગના પુત્રો) બહુત્વ કેહેવામાં **जस्** પ્ર-ત્યય થાય છે. **अत्रि**નાં અપત્યો (સંતાનો) **अत्रयः** (અત્રિના પુત્રો) **विदेह**નાં અપત્યોતે **विदेहाः** (વિદેહના પુત્રો) ॥ **भृग्वत्रिकुत्सा-ङ्गिरोवासिष्ठगोतमदेश तुलाख्य क्षत्रियेभ्यः परस्यप्रत्ययस्य लुग्भवति** । ભ્રગુ, અત્રિ, કુત્સ, અંગિર, વસિષ્ઠ, ગોતમ, દેશ, તુ-લાખ્ય, ક્ષત્રિયોની પરના પ્રત્યયનો અપત્ય અર્થમાં લુક્ થાય છે. **भृगवः** ( ભૃગુનાં સંતાનો ( પુત્રો ) **कुत्साः** ( કુત્સના પુત્રો ) **वासिष्ठाः** (વસિષ્ઠના પુત્રો)

**देवतेदमर्थे** ॥ અર્થ—દેવતાર્થમાં તથા **इदम्** અર્થમાં કહેલા **अण्** આદિપ્રત્યયો થાય છે. (દેવતા સ્વામિપણાવડે અધિષ્ઠાયક તેના અર્થમાં **इदम्** અર્થમાં એ પ્રમાણે આ આનીવસ્તુ એ અર્થમાં ક-હેલા અણાદય પ્રત્યયો થાય છે.)

**इन्द्र**છે દેવતા જેનો તે **ऐन्द्रं** (**हविः**) **सोम**છે દેવતા જેનો તે **सौम्यं** ( **हविः** ) દેવદત્તાર્થ આ **दैवदत्तं** ( **वस्त्रम्** ) ( દેવદત્તને માટે આ વસ્ત્ર છે.)

**क्वचिद्द्वयोः** ॥ અર્થ—ક્વચિત્ પૂર્વ તથા ઉત્તરપદના આદિ-સ્વરની વૃદ્ધિ થાય છે જો **ञित् णित्** તથા તદ્ધિત પ્રત્યયપરમાં

હોયતો. અગ્નિ તથા મરૂત એ બે દેવતા છે જેના તે **आग्नि मारुतं (कर्म)**, સારૂં હૃદય છે જેનું તે **सुहृत्**, સુહૃદનો ભાવ તે **सौहार्दम्** અહિંઆં ભાવમાં **अण्** પ્રત્યય કર્યો. સારો ભાવ તે **सौष्टवम्** અહિંઆં **सुष्ठु** (સારૂં) અવ્યય છે. એમનો એમ અવ્યય રહે છે. **सुभगस्य भावः सौभाग्यं** ( સારા ઐશ્વર્યનો ભાવ તે **सौभाग्य** છે.) (ક્વચિત પ્રયોગાંતરમાં પૂર્વ પદના આદિની તથા ઉત્તરપદના આદિની વૃદ્ધિ થાય છે, અને **ञ्णाति (ञित् णित्)** સ્વરનું અનુવર્તન થાય છે) **अग्निश्च मरुश्च=अग्निमरुतौ देवताअस्य** (અગ્નિ તથા મરૂત દેવતાઓનો) દેવતાર્થમાં **अण्** પ્રત્યય કહેલા અર્થાનો અપ્રયોગ ( **हलन्त्यम्** ) **अग्निमरुत+अ** ( **आदिस्वरस्य०**) પ્રાપ્ત (**किचिद्वयोः**) થી વૃદ્ધિ (**स्वर०**) **आग्निमारुत** નામસંજ્ઞા **कुल** શબ્દ માફક **आग्नि मारुतं कर्म** છે. **सुहृत्** શુંદર છે હૃદય જેનું તે **सुहृद् सुहृद**નો ભાવ અહિંઆં ભાવે **अण्** કર્યો છે. પછી (**क्वचितद्वयोः** । એ પ્રમાણે **सुहृत्** એ અહિંઆં ઉકાર ऋકાર એ બેયની વૃદ્ધિ=**सौहार्द** (**राग्रपोद्धिःजल०। स्वर०** । પ્ર. એ. । **कुलशब्द** માફક **सौहार्दम् अत्रभावेऽण् वक्तव्य** (અહિંઆં ભાવમાં **अण्** કર્યો છે ) એ પ્રમાણે **वक्तव्य** બળથી અનુક્તને પણ **अण्** થાય છે. એજ પ્રમાણે **सौभाग्यम्** છે. એમજ પરસ્રીનું અપત્ય **पारस्त्रैणेयम्** । હવે પ્રયોગના અનુસારવડે વૃદ્ધિનો અભાવ કહે છે.

**णितोवा ॥** અર્થ-કહેલા અને કહેવાશે એવા પ્રત્યયો વિષયાંતરમાં **णित्** સંજ્ઞક વિકલ્પથી થાય છે. સૂત્રમાં વા શબ્દ વ્યવસ્થા વાચક છે તેથી ક્વચિત્ **अणित्** પણ **णित्** ક્વચિત્ **णित्** પણ **अणित्** ક્વચિત્ વિકલ્પથી **णित् अणित्** થાય છે.

**अजो गौर्यस्यासावजगुः** (અજન્માગૌઃ (વૃષભ) જેનો તે **अजगुः** બહુવ્રીહિ સમાસ) **अजगुः** એ **शिव**નું નામછે **तस्यइदंधनुः** (તે શિવનું આ ધનુષ)=**आजगवं** અથવા **अजगयं** (શિવજીના ધનુષનું નામ છે.) **कुमुदस्य इव गंधोयस्याः सा कुमुदगन्धिः** (પોયણાના (કમળ) જેવી ગંધ છે જેની તે સ્ત્રી **कुमुदगन्धिः**) છે. તેનું સંતાન સ્ત્રી **कौमुदगन्ध्या** અથવા **कुमुदगन्ध्या** (**आवतः स्त्रियाम्**) એ પ્રમાણે **आप्**। **श्वशुरस्यायं** (સસરાનું આ)=**श्वाशुर्यो ग्रामः** (આ સસરાનું ગામ) **विष्णोरिदं** (વિષ્ણુનું આ)=**वैष्णवं, गोरिदं** (ગાયનું આ)=**गव्यम्, कुलेभवं** (કુલમાં થયેલ)=**कुल्यम, तवइदं** (તારૂં આ)=**त्वदीयम्, ममइदं** (મારૂં આ) =**मदीयम्**. અહિંઆં **णीय** પ્રત્યય છે **णित्** નથી.

**अजः** અજન્મા **गौः यस्य** બહુવ્રીહિ સમાસ (**समासप्र० । गोः**) હ્રસ્વ આદેશમાં સંધ્યક્ષરોનો **इ**કાર **उ**કાર । **ओ**કારનો **उ**કાર=**अजगु** (**कृत्त० । तस्मात् । स्रो० । =अजगुः शिवनुं** નામ છે. હવે તદ્ધિત કરે છે. **अजगोः इदं धनुः** ( **देवतेदमर्थे** ) **इदम्** અર્થમાં **अण्** પ્રત્યય (**समास० । हलन्त्यम्** ) ઉક્તાર્થાનો અપ્રયો-

